# વ્યાકરણ શીખવાની ચોપડી.

ગુજરાતી, સંસ્કૃત, ફારસી, અરબી, અંગ્રેજી વગેરે
શબ્દો, તેના અર્થ, ધાતુ, સંધિ, ઉપસર્ગ, પ્રત્યય,
વ્યુત્પત્તિ, ને બીજી જાણવા જોગ
બાબતો સાથે

(ત્રીજાથી તે છઠ્ઠા ધોરણ સુધી શીખનારાને સારૂ)

ડાહ્યાભાઈ જગજીવનદાસ મેહેતા
મુંબઈની ફ્રી ચર્ચ ઍંગ્લો વર્નાક્યુલર
સ્કુલના આસિસ્ટંટ માસ્તરે
છપાવી પ્રસિદ્ધ કરી.



અમદાવાદમાં.
શામળાની પોળ પાસે બક્ષી પરભુલાલ
નાહાનાલાલના મકાનમાં વાડીલાલ
હરીચંદના "શુ૦ બુ૦" પ્રેસમાં.
કુંવરજી હરીશંકરે છાપી.

સન ૧૮૭૬

કિમ્મત આઠ આના.

( આ ચોપડીમાં આવેલા સંક્ષેપ શબ્દનો ખુલાસો )

પ૦ પ્ર૦ પહેલા પ્રકાર; બી૦ પ્ર૦ બીજો પ્રકાર; નર૦ નર જાતી, નારી૦ નારી જાતી; નાન્ય૦ નાન્યતર જાતી; સામાન્ય૦ સામાન્ય જાતી; એ૦ વ૦ એક વચન; બ૦ વ૦ બહુ વચન; સર્વ૦ સર્વનામ; પે૦ પુ૦ પહેલો પુરૂષ; બી૦ પુ૦ બીજો પુરૂષ; ત્રી૦ પુ૦ ત્રીજો પુરૂષ; વિશે૦ વિશેષણ; ક્રિયા૦ ક્રિયાપદ; ક્રિયા૦ વિશે૦ ક્રિયા વિશેષણ; અક૦ અકર્મક; સક૦ સકર્મક, મૂળ૦ મૂળ ભેદ; શક્ય૦ શક્ય ભેદ; વર્ત૦ વર્તમાન કાળ; ભૂત૦ ભૂત કાળ; ભવિષ્ય૦ ભવિષ્ય કાળ; અનિ૦ અનિયમિત; સંકે૦ સંકેત; પ્ર૦ ૫

---

# પ્રસ્તાવના.

આગળ પહેલે પાનેજ કહ્યું છે કે વ્યાકરણ શીખ્યા વ-
ગર જોઈએ તેવું સારૂં બોલી તથા લખી શકાય નહીં. વ્યાક-
રણ શીખેલાથી શુદ્ધ અશુદ્ધ બોલવું ઝટ સમજી શકાય છે. જેને
વ્યાકરણનું સારૂં જ્ઞાન હોતું નથી તેનાથી પોતાની ભાષા પણ
જોઈએ તેવી રીતે બોલી શકાતી નથી; માટે એ કામનો અ-
ભ્યાસ છોકરા જરા વાંચતા સમજતા શીખ્યા કે તુરત તેને ક-
રાવવો શરૂ કરવો જોઈએ, કેમકે એ કંઈ સેહેલી બાબત નથી.
આગળ દાદોબા તથા બાળ ગંગાધર શાસ્ત્રી વગેરે કેટલાકના
ઘણા સારા વ્યાકરણો છપેલા છે, પણ હાલ તે ચાલતા નથી
એટલે નવા શીખાઉને તેની બીલકુલ ખબરજ નથી. હાલમાં
હોપકૃત વ્યાકરણ બધી નિશાળોમાં ચાલે છે તે પણ ઘણું સારૂં
છે, માટે ઘણેખરે તે ચાલતા વ્યાકરણના નિયમ ઉપર આ-
ધાર રાખી આ ચોપડી મેં તૈયાર કરી છે. એમાં કેટલીક જૂ-
ના વ્યાકરણમાંની જાણવા જોગ ઉપયોગી બાબત પણ સમ-
જવાને લખી છે, તથા બધા વ્યાકરણો કરવાં પદચ્છેદના ન-
મૂના બહુજ બતાવ્યા છે; તે શિવાય નામ, જાતી, ક્રિયાપદ,
અવ્યય વગેરે બાબતો વિષે વધારે વિસ્તારથી ઘણાએક દાખ-
લા આપી સમજાવ્યું છે.

વળી એમાં છોકરાઓ જે જે બાબત શીખતા જાય તે
બાબત પુરી થઈ કે લાગલા તેનીજ સાથે તે બાબતના પ્રશ્નો
કહાડીને મૂક્યા છે, એવા કારણથી કે શીખનારથી કોઈ બા

જ સબબથી તે શીખેલી બાબતની ઝટ પરિક્ષા કરી શકાય.

વ્યાકરણ પુરૂં થયું કે નામ ઉપરથી વિશેષણ કેમ થાય નામ ઉપરથી ક્રિયાપદ કેમ થાય, વિશેષણ ઉપરથી નામ કેમ થાય, ક્રિયાપદ ઉપરથી નામ કેમ અને વગેરે બાબતોના કેટેલાક જુદા જુદા શબ્દો લખેલા છે. ત્યાર પછી ઘણી તરેહના જુદા જુદા વાકયોનું પદચ્છેદ એવું વાકયોના સંબંધ સહિત કરી બતાવ્યું છે કે એમાંના હરેક શબ્દનું કે એ શિવાય બાકી રહેલા બીજા ગમે તે શબ્દનું પદચ્છેદ કરવાને ઘણી વાર પદચ્છેદ કરનારના મનમાં કશો વિચાર લાવવો પડે નહીં.

પદચ્છેદ થઈ રહ્યા પછી કેટલાક સંસ્કૃત, ફારસી, અરબી, અંગ્રેજી વગેરે વપરાતા શબ્દો તેમના અર્થ, ધાતુ, સંધિ, ઉપસર્ગ, પ્રત્યય, ને વ્યુત્પત્તિ સાથે લખ્યા છે; તેમાં પણ ઘણા ખરા વંચક ચોપડીઓમાં ચાલતા શબ્દો લીધા છે. ત્યાર બાદ છેલ્લે કેટલીક જાણવા જોગ બાબત લખી છે કે જે પાંચમા તથા છઠા ધોરણવાળાને ઘણી કામ લાગે છે. એવી રીતે આ ચોપડી ગુજરાતી ત્રીજાથી તે છઠા ધોરણ સુધી શીખનારાને ઉપયોગી થાય એવી બનાવી છે.

આ કામમાં મારી પહેલીજ કોશીશ છે, અને વળી મને જોઈતો અવકાશ ન મળવાથી ઉતાવળ કરવી પડી, તેથી એમાં કોઈ ઠેકાણે દોષ નજર આવે તો સજ્જનો તે વિષે દર ગુજર કરશો એવી આશા છે. તે છતાં કોઈ વિદ્વાન અનુભવી મને તે દોષ વિષે ઈશારો જણાવશે તો તેમનો હું મોટો ઉપકાર માનીશ, અને હવેના આવૃત્તિમાં તે બાબતનો સૂધારો કરીશ.

ડા૦ જ૦ મે૦

# વ્યાકરણ શીખવાની ચોપડી.



આવો છોકરાઓ હું તમને વ્યાકરણ શીખવુ, વ્યાકરણ વગર સાફ બોલી શકાય નહીં તેમજ સાફ લખાય પણ નહીં" ઇતિહાસ, ભુગોળ, વંચક વગેરેમાં વ્યાકરણનો વિષય સૌથી મોટો છે. જુદા જુદા વ્યાકરણીઓએ વ્યાકરણ વિષે જુદા જુદા મત બતાવેલા છે, તે બધાનો સંક્ષેપ આ ચોપડીમાં આવી ગયો છે તે ધ્યાનમાં રાખશો એટલે વ્યાકરણ વિષે તમને સારી પેઠે સમજાણુ પડશે.

વ્યાકરણ એટલે જેણે કરીને શુદ્ધ બોલાય તથા શુદ્ધ લખાય એવી એક વિદ્યા છે. વ્યાકરણના મોટા ભાગ ત્રણ કીધા છે તેમનાં નામ; અક્ષર વિચાર, શબ્દ વિચાર, ને વાક્ય વિચાર. એ શિવાય એક ચોથો ભાગ કવિતા વિચાર છે તેમાં કવિતા વિષેનીજ વાત આવે છે, પણ તે વિષે આ ચોપડીમાં બતાવ્યું નથી, કેમકે નાના કદની ચોપડીમાં હાલ ત્રણ ભાગ શીખવાના બસ જાણી તે ચોથો ભાગ દાખલ કર્યો નથી.

હવે અક્ષર વિચારમાં અક્ષર વિષે વાત કરીએ. અક્ષર વિચારમાં અક્ષર સંબંધીજ વાત આવે છે. અક્ષર એટલે વાણી સ્થાને કરીને જીભ અને શ્વાસની સાથે આપણે ઉચ્ચાર કરીએ છીએ તે, તેમજ કાગળ પર લખી સમજવા સારૂ જે ચિન્હો અથવા નિશાની કરેલી છે તે પણ અક્ષર; વળી અક્ષરને વર્ણ પણ કેહે છે.

ગુજરાતીમાં જોશો તો અક્ષર બે પ્રકારના થાય છે, મૂળાક્ષર ને જોડાક્ષર. મૂળાક્ષર એટલે જે પેહેલાં શરૂઆતમાં શીખવાના મૂળથી થયલા અક્ષરો તે. મૂળાક્ષર અ થી તે અઃ સુધી ને ક થી તે ળ સુધી છે, તે બધા મળી ૪૬ અક્ષર છે તેનાં નામ નીચે આવશે.

હવે મૂળાક્ષરમાં બે ભેદ થયલા છે, સ્વર અને વ્યંજન. સ્વર એટલે જેનો ઉચ્ચાર પોતાની મેળે થાય તે, ને વ્યંજન એટલે બોલવામાં જે અધુરો બોલાય છે ને જેનો ઉચ્ચાર સ્વર વગર થઈ શકતો નથી તે. સ્વર ૧૨ છે; અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ; ને વ્યંજન ૩૪ છે; ક, ખ, ગ, ઘ, ઙ; ચ, છ, જ, ઝ, ઞ; ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ; ય, ર, લ, વ, શ; ષ, સ, હ, ળ; એટલે બધા મળીને ૪૬ અક્ષરો થયા તેમને બધાને મૂળાક્ષર કેહેછે એ વાત ઉપર કહી ગયા.

આ પાઠમાં વ્યાકરણના ભાગ તથા સ્વર અને વ્યંજન એટલે શું તે વિષે કેહેવામાં આવ્યું, ને હવેના પાઠમાં સ્વરો તથા વ્યંજનોના ભેદ; તેમજ બારાખડી ને જોડાક્ષર એટલે શું તે વિષે કહેવામાં આવશે.

---

## याद दास्तने वास्ते प्रश्न.(१).

૧ અલી છોકરાઓ વ્યાકરણ એટલે શું? ૨ વ્યાકરણના મોટા ભાગ કેટલા કીધા છે તેનાં નામ દો? ૩ વ્યાકરણનો પેહેલો

ભાગ શા વિષે નો છે ને તેમા શાની વાત આવે છે? ૪ અક્ષર વિચારમા શાની વાત આવે છે? ૫ અક્ષર એટલે શું? ૬ અક્ષર કેટલા પ્રકારના હોય છે? ૭ મૂળાક્ષર એટલે શું? ૮ મૂળાક્ષર બધા મળીને કેટલા છે તેનાં નામ દો? ૯ મૂળાક્ષરમાં કેટલા ભેદ થયલા છે તે બોલો? ૧૦ સ્વર એટલે શું? ૧૧ વ્યંજન એટલે શું? ૧૨ સ્વર કેટલા છે ને તે કયા કયા? ૧૩ વ્યંજન કેટલા છે ને તે કયા કયા?

---

# स्वरो तथा व्यंजनोना भेद; बाराखडी ने जोडाक्षर विषे.

આગલા પાઠમાં સ્વરો બાર કહ્યા તે બરાબર છે, પણ તે બાર સ્વરોમાં ત્રણ ભેદ થયલા છે:-હ્રસ્વ, દીર્ઘ, ને સંધિ સ્વર.-હ્રસ્વ એટલે જે બોલવામાં ધીમે અથવા ટુંકે સાદે આવેછે તે; દીર્ઘ એટલે જે લાંબે સાદે એટલે ભારથી બોલાય છે તે; અને સંધિ સ્વર એટલે બે સ્વરના ઉચ્ચાર એકઠા મળ્યાથી જે અક્ષર થાયછે તે.

અ, ઇ, ઉ એટલા ત્રણ હ્રસ્વ સ્વર; આ, ઈ, ઊ એટલા ત્રણ દીર્ઘ સ્વર; ને એ, ઐ, ઓ, ઔ એટલા સંધિ સ્વર છે.

એ શિવાય સ્વરમાં બીજા બે અક્ષર રહ્યા છે (અં ને અઃ). "અ" ઉપર જે એક મીંડું તેને અનુસ્વર કેહે છે, ને

"અ" આગળ જે બે મીડાં તેને વિસર્ગ કહે છે.

એવા મળીને કથી તે ળ સુધીના ૩૪ વ્યંજનો છે, એ તમે આગલા પાઠમાં શીખી ગયા, હવે એ વ્યંજનના પાંચ વર્ગ કરેલા છે તેનાં નામ; કંઠસ્થાની, તાલુસ્થાની, મુર્ધાસ્થાની, દંત્યસ્થાની, ને ઓષ્ટ્યસ્થાની.

કંઠસ્થાનીમાં ક, ખ, ગ, ઘ, ઙ એટલા પાંચ અક્ષરો ગણેલા છે. તાલુસ્થાનીમાં ચ, છ, જ, ઝ, ઞ એ અક્ષરો છે; મુર્ધાસ્થાનીમા ટ, ઠ, ડ, ઢ, ણ એટલા છે; દંત્યસ્થાનીમાં ત, થ, દ, ધ, ન એટલા છે; અને ઓષ્ઠ્યસ્થાનીમાં પ, ફ, બ, ભ, મ આવેલા છે. એ શિવાય બાકીના ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ સુધીના ૯ વ્યંજનો રહ્યા તેને ઉપલા કોઈ વર્ગમાં ગણેલા નથી.

કંઠસ્થાનથી ઉત્પન્ન થનારા કંઠ્ય એટલે જેનો ઉચ્ચાર કંઠથી થાય છે તે; તાલુસ્થાનથી ઉત્પન્ન થનારા તાલવ્ય એટલે જેનો ઉચ્ચાર તાળવાથી થાય છે તે; મુર્ધાસ્થાનથી ઉત્પન્ન થનારા મૂર્ધન્ય એટલે જેનો ઉચ્ચાર મુર્ધાથી થાય છે તે; દંત્યસ્થાનથી ઉત્પન્ન થનારા દંત્ય એટલે જેનો ઉચ્ચાર દાંતથી થાય છે તે; અને ઓષ્ઠ્યસ્થાનથી ઉત્પન્ન થનારા ઓષ્ઠ્ય એટલે જેનો ઉચ્ચાર ઓઠથી થાય છે તે

વ્યંજનમાં ૩૪ અક્ષરો કહ્યા, પણ છેક છેવટના બે અક્ષરો રહી ગયા છે, તેનું નામ ( ક્ષ ને જ્ઞ) છે તેને જોડાક્ષરમાં ગણેછે. "ક્ષ" છે તે ( ક ને ષ) મળીને થયલો છે; ને

"જ્ઞ" છે તે (જ ને ઞ) મળીને થયલો છે.

બારાખડી એને ગુજરાતીમાં પદ કેહેછે. જ્યારે વ્યંજન. ના સાથે સ્વર મળે છે ત્યારે બારાખડી થાય છે, તેના નિશાની નીચે મુજબ છે.

કાનો ા, હ્રસ્વ અજ્જુ િ, દીર્ઘ અજ્જુ ી, હ્રસ્વ વરડું ુ, દીર્ઘ વરડું ૂ, એક માત્ર ે, બે માત્ર ૈ, કાનો માત્ર ો, કાનો બે માત્ર ૌ, અનુસ્વર ં, ને વિસર્ગ ઃ

ઉપલી નિશાનીઓ જ્યારે હર કોઇ વ્યંજનના સાથે મળે-છે ત્યારે બારાખડી થાય છે, તેના બાર અક્ષર બનેછે. વ્યંજનના પેહેલા અક્ષરમા કંઇ ખુલ્લી નિશાની કરી નથી પણ તેમા સ્વર "અ" આવે છે તે બોલતાં તુરત સમજી લેવા નીચે ( ક, ખ, ગ ) ની બારાખડી લખી છે તે પ્રમાણે બધી સમજી લેવી.

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ
ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ
ગ ગા ગિ ગી ગુ ગૂ ગે ગૈ ગો ગૌ ગં ગઃ

જોડાક્ષર એટલે જોડેલા દસ્કતો, અથવા બે કે તેથી વધારે વ્યંજનો એકઠા મળે છે અને તેમની વચ્ચે કોઇ સ્વર હોતો નથી ત્યારે તેને જોડાક્ષર કેહેછે. જેમ–ક્ત, ખ્ય, ચ્છ, ત્સ, પ્ર, સ્મ, ક્ષ વગેરે.

આ પાઠમાં સ્વરોના તથા વ્યંજનોના ભેદ, બારાખડી ને જોડાક્ષર વિષે કેહેવામાં આવ્યું, ને હવેના પાઠમાં શબ્દ તથા વાક્ય વિષે કેહેવામાં આવશે.

## યાદ દાસ્તને વાસ્તે પ્રશ્ન. (૨).

સ્વરોમાં કેટલા ભેદ છે ને તે કયા કયા? ૨ હ્રસ્વ એટલે શું, દીર્ઘ એટલે શું, ને સંધિ સ્વર એટલે શું? ૩ હ્રસ્વ સ્વર કયા, દીર્ઘ સ્વર કયા, ને સંધિ સ્વર કયા? ૪ અનુસ્વર કોને કેહે છે? ૫ વિસર્ગ કોને કેહે છે? ૬ વ્યંજનના બધા મળીને કેટલા વર્ગ કીધા છે? ૭ કંઠસ્થાની, તાલુસ્થાની, મુર્દ્ધાસ્થાની, દંત્યસ્થાની, ને ઓષ્ઠયસ્થાની એ દર એકમાં કયા કયા અક્ષરો ગણેલા છે? ૮ કંઠ્ય, તાલવ્ય, મુર્દ્ધન્ય, દંત્ય, ને ઓષ્ઠ્ય એટલે શું? ૯ વ્યંજનમાં છેલ્લા બે અક્ષરો ગણવામાં આવતા નથી તે અક્ષરો કયા? ૧૦ ક્ષ ને જ્ઞ શામાં ગણાય છે? ૧૧ "ક્ષ" કયા કયા બે અક્ષર મળીને થયલો છે, ને "જ્ઞ" કયા કયા બે અક્ષર મળીને થયલો છે? ૧૨ બારાખડીને ગુજરાતીમાં શું કેહે છે? ૧૩ બારાખડી કેમ થાયછે તે કહો? ૧૪ ય, ણ, ને ભ ની બારાખડી બાળબોધમાં લખી લાવો? ૧૫ જ્યારે કોઈ વ્યંજનમાં બારાખડીની ખુલ્લી નિશાની નથી હોતી ત્યારે તેમાં સ્વર હોયછે કે નહીં? ૧૬ જોડાક્ષર એટલે શું ને તે કોને કેહે છે? ૧૭ જોડાક્ષરના કેટલાક દાખલા આપો?

---

## શબ્દ તથા વાક્ય વિષે.

શબ્દ એટલે એક અથવા વધારે અક્ષર મળ્યાથી જે કંઈ અર્થ સમજાય તે. જેમ—બા, ચાક, છતર, સમાચાર.

શબ્દ મુખ્ય બે પ્રકારના છે, સિદ્ધ* અને સાધિત. જે શબ્દ કોઈ બાજા શબ્દથી ઉત્પન્ન થયલો નથી તેને સિદ્ધ શબ્દ કેહે છે. જેમ-ખાંડ, ગુણ, ઝાડ, બદામ, લાકડું. જે શબ્દ બાજા શબ્દ ઉપરથી પ્રત્યય લાગીને ઉત્પન્ન થાયછે તેને સાધિત શબ્દ કેહેછે. જેમ-(દાંગો-આઈ) મળીને દાંગાઈ; (ગુલામ-ગીરી) મળીને ગુલામ ગીરી; (ભાજી-વાળો) મળીને ભાજીવાળો વગેરે.

વાકય એટલે એક અથવા વધારે શબ્દ મળ્યાથી બોલવાનો અર્થ અધુરો નહીં રેહે એવુ જે બોલવુ તે. જેમ-તે ગયો, હું આજે આવીશ, તમે દલપતને ચોપડી આપજો.

વાકય બે પ્રકારનાં હોય છે, એકાકી વાકય ને સંયુકત વાકય; એકાકી વાકય એટલે તે એકજ વાકય, ને સંયુકત એટલે મળેલા અથવા મિશ્ર વાકય.

જેમાં એક કર્તા ને એક ક્રિયાપદ હોય (પછી કર્મ હોય કે નહીં હોય) તે એકાકી વાકય. જેમ-કુતરો દોડયો, ઘોડાએ લાત મારી; ને જે એકથી વધારે વાકય મળી થયલું હોય તે સંયુકત વાકય. જેમ-ઠાકોરે ભુખ્યાણને લખ્યું કે તમે આવો તો

---

* હાલ સિદ્ધ ને સાધિત બેજ જાતના શબ્દ લખ્યાછે પણ ત્રીજો સમાસ શબ્દ થાયછે સમાસ શબ્દમાં આગલા શબ્દની વિભકિત જાય છે. જેમ તેના ઉપર તે તે ઉપર; પાણીને વાસ્તે પાત્ર તે પાણીપાત્ર; વિશ્વાસનો જે ઘાત તે વિશ્વાસઘાત; સેલા ને પાઘડી તે સેલાપાઘડી. અહીંયા તે ઉપર, પાણીપાત્ર, વિશ્વાસઘાત, સેલાપાઘડી એ બધા સમાસ શબ્દો છે.

આપણે ફેરી ખાવા જઈએ

કર્તા. કર્મ, ને ક્રિયાપદ મળીને વાક્ય થાય છે વખતે વાક્યમા કર્તા આવતું નથી તેમ કોઈ વખત કર્મ પણ આવતું નથી. પણ ક્રિયાપદ ઘણું ખરે ઠેકાણે વાક્યમા ખધે આવે છે, કેમકે તેથીજ વાક્ય પુરૂં થાય છે. જ્યારે વાક્યમાં ક્રિયાપદ આવતું નથી ત્યારે તે અધુરૂં વાક્ય કેહેવાય છે.

આ પાઠમાં શબ્દ તથા વાક્ય વિષે કેહેવામાં આવ્યું, હવે આવતા પાઠમાં શબ્દના ભાગ, તેમાં મુખ્ય **નામ** વિષે કેહેવામા આવશે

## याद दास्तने वास्त प्रश्न. (३).

૧ બોલો શબ્દ એટલે શું, ને તેના કેટલાક દાખલા આપો? ૨ શબ્દના કેટલા અને કયા કયા પ્રકાર છે તે બોલો? ૩ સિદ્ધ શબ્દ કોને કહેછે, ને તેના કેટલાક દાખલા આપો? ૪ સાધિત શબ્દ કોને કહેછે, ને તેના કેટલાક દાખલા આપો? ૫ સિદ્ધ ને સાધિત શબ્દ શિવાય શબ્દનો ત્રીજો કયો પ્રકાર છે? ૬ સમાસ શબ્દ કેમ થાયછે? ૭ સમાસ શબ્દના કેટલાક દાખલા આપો? ૮ વાક્ય એટલે શું? ૯ બે ત્રણ નાનાં વાક્યો મોહોડેથી બોલો? ૧૦ વાક્ય કેટલા પ્રકારનાં છે ને તે પ્રકારો કયા કયા? ૧૧ એકાકી ને સંયુકત વાક્ય તે કયું? ૧૨ બે ત્રણ એકાકી વાક્ય બોલો? ૧૩ એક બે સંયુકત વાક્ય બોલો? ૧૪ વાક્ય કેમ થાય છે? ૧૫ બધાજ વાક્યમાં કર્તા ને કર્મ આવેછે શું?

૧૬. જ્યારે કોઈ વાકયમાં ક્રિયાપદ આવતું નથી ત્યારે તે કેવું વાક્ય કહેવાય છે?

## શબ્દના ભાગ. (નામ).

ગુજરાતી ભાષામાં શબ્દના મુખ્ય ભાગ પાંચ કીધા છે; નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ને અવ્યય.

નામ એટલે જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ, જગ્યા વગેરે ઓળખાય છે તે.

કુતરૂં, ગદ્ધુ, ઘોડી, પશુ, બળદ, બાયડી, માણસ, વાઘ, સાબર, હાથી વગેરે બધાં પ્રાણીનાં નામ છે.

કલમ, કુંચી, ખડીઓ, ખુરસી, ઘંટ, જોડો, દડી, પત્થર, બાજટ, મેજ, વગેરે બધાં પદાર્થનાં નામ છે.

અગાશી, ખાડો, ખેડા, ટેકરા, ઠેકાણું, ભરૂચ, ભોયરૂં, મુકામ, મુંબઈ, સુરત વગેરે બધાં જગ્યાને લગતાં નામ છે.

ગુણ, જરૂર, ભલાઈ, દોસ્તી, નેકી, બચાવ, મજબૂતી, મસ્તી, સાલસાઈ, સુખ, એ બધાં નામો ઉપલા ત્રણે વર્ગમાં ગણાતા નથી ને વગેરેમાં આવ્યા છે.

હવે નામના પ્રકાર બે છે, પેહેલો પ્રકાર ને બીજો પ્રકાર. જેમાં વિભક્તિ અથવા બહુ વચનના પ્રત્યય લગાડવા સારૂ ફેરફાર થાય છે તે પેહેલો પ્રકાર. જેમ-ઈંડું, કેળું, ગોધો, બકરો; ને જેમાં વિભક્તિ અથવા બહુ વચનના પ્રત્યય લગાડવા સારૂ ફેરફાર થતો નથી તે બીજો પ્રકાર. જેમ-ગામ, દામ, ફૂલ

પ્રકાર કયો અને તેના કેટલાક દાખલા આપો? ૧૦ હોપ્કીન્સ વ્યાકરણ શિવાય બીજા કેટલાક વ્યાકરણોમાં નામના કયા કયા પ્રકારો ગણેલા છે? ૧૧ સામાન્ય નામ એટલે શું, અને તેના દાખલા આપો? ૧૨ વિશેષ નામ એટલે શું, અને તેના દાખલા આપો? ૧૩ વાક્યોમાંથી નામ શી રીતે જણાઈ આવે છે તે બોલો? ૧૪ આંખથી જણાઈ આવે એવાં કેટલાંક નામ બોલો? ૧૫ કાનથી પરખાઈ આવે એવાં કેટલાક નામ બોલો? ૧૬ નાકથી જણાઈ આવે એવાં કેટલાંક નામ બોલો? ૧૭ જીભથી પરખાતાં કેટલાંક નામનાં નામ દો? ૧૮ ચામડી એટલે સ્પર્શ ઇંદ્રિથી જણાતાં કેટલાંક નામ બોલો? ૧૯ પાંચો ઇંદ્રિયો નહીં જણાય ને વિચાર કરવાથી માલમ પડે એવાં ઘણાંક નામ બોલો? ૨૦ નામને શું શું લાગેછે તે કાહો?

૨૧ નીચેના વાક્યોમાંથી પહેલા પ્રકાર ને બીજા પ્રકારનાં નામ શોધી કાહાડો?

"તમે લાકડાં તોળો; મરઘીને સાત બચ્ચાં છે; તમારા છોકરાને પાસે લાવો; મારા ઘરમાં કાશી આવી; રામો ગામ ગયો છે; વાઘે બકરો માર્યો; ઘણો ઘાંટો પાડવો એ સારી વાત નથી; તમારો ગુણ નજરે દેખાયછે."

૨૨ નીચેના વાક્યોમાંથી સામાન્ય નામ, ને વિશેષ નામ શોધી કાહાડો?

"ઈશ્વરે સાૈને આંખો આપી છે; રામશંકર ત્રવાડીને કહુંજો કે સુરતના સગરામપરામાં આવે; લાલ કસન ને ભાણશાળી

.ટા નામીચા હતા; તે દુલ્લભના છોકરા કસનેભને પૈસો આપ્યો.

---

# जाती विषे.

હવે જાતી વિષે સમજાણ પાડું. જાતી એટલે તેની જાત-પંક્તિ; કોઈ શબ્દ વિષે વિચાર કરતાં તે કઈ જાતીનો છે નર જાતીનો કે નારી જાતીનો, કે નાન્યતર જાતીનો, કે જાતી વગરનો છે એવું જે સમજાય તેને જાતી કહે છે.

નર જાતી, નારી જાતી, ને નાન્યતર જાતી એવી ત્રણ જાતી છે; એ શિવાય એક ચોથી જાતી છે તેને સામાન્ય જાતી કહે છે.

જે શબ્દ નરની પેઠે કેવો બોલાય, અથવા જેને છેડે ઓ લાગે તે નર જાતી. જેમ—કપાસ, કુતરો, દુલ્લભ, પથરો, વાઘ, પીંજણો, હજામ. ૨ જે શબ્દ નારીની પેઠે કેવી બોલાય અથવા જેને છેડે ઈ આવે તે નારી જાતી. જેમ—કમાન, કાચલી, ઘોડી, નેકી, પેન, બકરી, લાકડી, સોય વગેરે. ૩ જે શબ્દ નરમાં પણ નહી ને નારીમાં પણ નહી ગણાય ને તે કેવું બોલાય ને જેને છેડે ઉ લાગે તે નાન્યતર જાતી. જેમ- ઊંટ, કોળું, ખજુર, ગામ, ઘર, ઘોડું, જાંબુ, તાંબુ વગેરે.

હવે જે શબ્દથી એવું માલમ પડે કે એમાં નર જાતી ને નારી જાતી ભેગાં છે, અથવા ભેગાં હશે એવું લાગે તો તેને સામાન્ય જાતી કહે છે; જેમ—આપણ, માણસો, લોક, હમે, વગેરે.

આકાર, ગુલાબ, મરમ, બાલ, બાવળ, રૂમાલ, વડ, શાક, સાગર, સાસ વગેરે શબ્દોને ઈ-ઉ-ઓ કશું લાગતું નથી ને તે નર જાતીમાં ગણાય છે.

અગ્નિ, કવિ, દરજી, ધણી, બનેવી, ભાઈ, વાઘરી, વાણી, સોની, હાથી વગેરે શબ્દોને છેડે ઈ લાગેલી છે તો પણ તે નર જાતીમાં ગણાય છે.

ગડાકુ, ઘઊં, ધાતુ, લાડુ, વાયુ, શત્રુ, સાધુ, સાળુ, હેતુ વગેરે શબ્દને છેડે ઊ લાગેલું છે તો પણ તે નર જાતીમાં ગણાય છે.

કુતરો, કુતરી, કુતરૂં; કોલો, કોલી, કોલું; ઘોડો, ઘોડી, ઘોડું; છોકરો, છોકરી, છોકરૂં; દેડકો, દેડકી, દેડકું; પાડો, પાડી, પાડું; બકરો, બકરી, બકરૂં; બિલાડો, બિલાડી, બિલાડું; વાછરડો, વાછરડી, વાછરડું; સસલો, સસલી, સસલું એ શબ્દો નર, નારી, ને નાન્યતર ત્રણે જાતીમાં ગણાય છે.

ગોર, જેઠ, દીઅર, ધણી, પટેલ, ભગત, મેહેતર, રાજન, શેઠ એ શબ્દોને છેડે આણી પ્રત્યય લાગ્યાથી તેની નારી જાતી થાય છે. જેમ-ગોરાણી, જેઠાણી, દીઅરાણી (દેરાણી), ધણીઆણી, પટલાણી, ભગતાણી, મેહેતરાણી, રાણી, શેઠાણી.

કંસારો, ખતરી, તંબોળી, દરજી, ભાટીઓ, માછી, લુવાર, વાઘ, વાણીઓ વગેરે શબ્દોને છેડે અણ પ્રત્યય લાગવાથી તેની નારી જાતી થાય છે. જેમ- કંસારેણ, ખતરેણ, તંબોળણ, દરજેણ, ભાટીએણ, માછેણ, લુવારેણ, વાઘેણ, વાણીએણ.

કાકો, ચકલો, ટેકરો, ડોસો, દીકરો, બાવો, ભત્રિજો, મામો, માસો, રોટલો, વણજારો, સાળો એ શબ્દને છેડે ઓ છે તેની ઈ પરથી નારી જાતી થાય છે, અને નાન્યતર જાતી તો થતીજ નથી.

કડાકો, કાપો, ખડીઓ, ઝોકો, દરવાજો, પોંક, માલ, રસ્તો, શોખ, શોક, હીરો એ શબ્દોની નારી જાતી થતી નથી તેમજ નાન્યતર જાતી પણ થતી નથી.

ઝાલર, ટાઢક, ડાળ, પાળ, બદામ, બાજ, ભુખ, ભાળ, શાલ, શોધ, સલામ, સાલમ, સુરવાળ, એ શબ્દોને આ-ઈ-ઉ-ઓ કશું લાગતું નથી ને તે નારી જાતમાં ગણાય છે.

કજા, ત્વચા, દવા, દુઆ, ધજા, મઝા, રજા, સજા, હવા એ શબ્દોને છેડે આ લાગેછે ને તે નારી જાતીમાં ગણાયછે.

જુ, બાજુ, રૂતુ, વસ્તુ, વહુ, સાસુ એ શબ્દોને છેડે ઉ લાગેછે ને તે નારી જાતીમાં ગણાય છે.

ખુશબો, જો, ગળો, ધો, છો, જળો, દરો, બદબો એ શબ્દને છેડે ઓ લાગે છે ને તે નારી જાતીમાં ગણાય છે.

ઊંદર, ચાકર, ચોક, સાવક, હજામ એ શબ્દો નર જાતીના છે તેને છેડે (ડી) વધાર્યાથી તેની નારી જાતી થાયછે. જેમ —ઊંદરડી, ચાકરડી, ચોકડી, સાવકડી, હજામડી.

ખજુર, ઘર, ઘાસ, ઝાંઝર, ફાનુસ, ભાષણ, મન, માખણ, માંસ, સુખ, સુતર, સુરત એ શબ્દોને છેડે ઈ-ઉ-ઓ કશું લાગતું નથી ને તે નાન્યતર જાતીમાં ગણાય છે.

કરાંચી, ઘી, દહીં, પાણી, મણી, મરી, મુંબઈ, મોતી; સોપારી એ શબ્દોને છેડે ઈ લાગી છે પણ તે નાન્યતર જાતીમાં ગણાય છે.

જાતી વિષે બહુ કેહેવામાં આવ્યું, એ વિષે હજુ જેટલું લંબાવીએ તેટલુ લંબાવી શકાય છે, પણ ઉપર બધો સાર આવી ગયો તેથી એ બાબત બંધ રાખીએ છીએ; માટે હવેના પાઠમાં વિભક્તિ વિષે કેહેવામાં આવશે.

# याद दास्तने वास्ते प्रश्न. (५).

જાતી એટલે શું, ને જાતી કોને કેહે છે? ૨ જાતી કેટલી અને કઈ કઈ છે તે બોલો? ૩ નર જાતી કઈ ને તે કેમ જાણવી? ૪ નારી જાતી કઈ ને તે કેમ જાણવી? ૫ નાન્યતર જાતી કઈ ને તે કેમ જાણવી? ૬ સામાન્ય જાતી તે કઈ? ૭ જે શબ્દને છેડે ઈ–ઉ–ઓ કશું લાગતું નથી ને તે નર જાતીમાં ગણાય છે એવા કેટલાક દાખલા આપો? ૮ જે શબ્દને છેડે ઈ લાગે છે ને તે નર જાતીમાં ગણાય છે એવા દાખલા આપો? ૯ જે શબ્દને છેડે ઉ લાગે છે ને તે નર જાતીમાં ગણાય છે એવા દાખલા આપો? ૧૦ કેટલાક શબ્દો નર, નારી ને નાન્યતર ત્રણે જાતીમાં આવે છે એવા દાખલા આપો? ૧૧ કેટલાક નર જાતીના શબ્દોને છેડે આણી પ્રત્યય લાગ્યાથી તેની નારી જાતી થાય એવા દાખલા આપો? ૧૨ તેમજ કેટલાક નર જાતીના શબ્દોને છેડે અણ પ્રત્યય લાગ્યાથી તેની નારી જાતી થાય એવા દાખલા આપો? ૧૩ કેટલાક નર જાતીના શબ્દોની

નારી જાતી થાયછે પણ નાન્યતર જાતી થતી નથી એવા દાખ, લા આપો? ૧૪ કેટલાક નર જાતીના શબ્દોની નારી જાતી થતી નથી તેમજ નાન્યતર જાતી પણ થતા નથી એવા દાખલા આપો? ૧૫ કેટલાક શબ્દોને છેડે આ-ઈ-ઊ-ઓ કશું લાગતુ નથી ને તે નારી જાતીમાં ગણાય છે એવા દાખલા આપો? ૧૬ કેટલાક શબ્દને છેડે આ લાગે છે ને તે નારી જાતીમા ગણાય છે એવા દાખલા આપો? ૧૭ કેટલાક શબ્દને છેડે ઊ લાગે છે ને તે નારી જાતીમાં ગણાય છે એવા દાખલા આપો? ૧૮ તેમજ કેટલાક શબ્દને છેડે ઓ લાગે છે ને તે નારી જાતીમાં ગણાયછે એવા દાખલા આપો? ૧૯ કેટલાક નારી જાતીના એવા દાખલા આપો કે તે નર જાતીને છેડે ડી લાગ્યાથી થયા હોય? ૨૦ જે શબ્દને છેડે આ-ઈ-ઊ-ઓ કશું લાગતું નથી ને તે નાન્યતર જાતીમાં ગણાય છે એવા દાખલા બોલો? ૨૧ જે શબ્દને છેડે ઈ લાગે છે ને તે નાન્યતર જાતીમાં ગણાય છે એવા દાખલા બોલો? ૨૨ નીચેના શબ્દો કઈ જાતીમાં ગણાયછે તે બોલો?

અંતઃકરણ, કલંક, કંઈ નદી, કાશી, ચંદ્રમાં, છોકરાં, ઢાળ, તું, દીકરી, પાતરાં, પીતરાઈ, બતક, બધુ, મગન, મકરી, માટી, માથું, મા બાપ, મેહેતા, રાખ, લોક, શાહેરી, સગાં, સાખ, સાંચી, સુરતી, હમાલ.

૨૩ નીચેના શબ્દોને નારી જાતીમાં લાવો?

ઊંટ, દાસ, ફકીર, બકરૂં, બળદ, ભત્રિજો, ભાઈ, ભાયડો, મુરઘો, રાક્ષસ, વેવાઈ, સાબર, સુથાર, સોની, હરણ, હાથી.

# विभक्ति विषे.

આગલા પાઠમાં જાતીની વાત ગઈ, હવે વિભક્તિ વિષે પાઠ ચલાવીએ. વિભક્તિ એટલે એક શબ્દનો બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો જૂદો સંબંધ જણાવવા સારૂ પ્રત્યય લાગી શબ્દનું બદલતું રૂપ તે.

વિભક્તિ સાત છે. પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠી, ને સાતમી; એ શિવાય એક આઠમી વિભક્તિ છે તેને સંબોધન કેહે છે.

પેહેલી વિભક્તિનો પ્રત્યય નથી, પણ બહુ વચનમાં ઓ લાગે છે; બીજીનો ને; ત્રીજીને એ; ચોથીનો ને, કાજે, માટે વાસ્તે, સારૂ; પાંચમીનો થી, થકી; છઠીનો ના, ની, નું, નાં; સાતમીનો માં; ને સંબોધનને પ્રત્યય નથી.

પહેલીનો અર્થ કર્તા તે ક્રિયાનો કરનાર બતાવે છે; બીજીમાં કરેલું કર્મ બતાવે છે; ત્રીજી કર્તા ને કરણ એટલે જેણે કરીને કરાયું તે; ચોથી પ્રયોજન એટલે જેને પ્રાપ્ત થયું તે બતાવેછે; પાંચમી વિભાગ એટલે જૂદું પડવું બતાવે છે; છઠી સંબંધ બતાવેછે; ને સાતમી અધિકરણ એટલે ઠેકાણું બતાવેછે.

એ સાતે વિભક્તિમાં પહેલી ને ત્રીજી, બીજી ને ચોથી, ત્રીજી ને પાંચમી, તેમજ ત્રીજી ને સાતમી એ વિભક્તિના અર્થ એક જોડે મળતા આવે છે.

ચોકીદાર છોકરાને જાતે તેડવા સારૂ બજારથી બપોરનો
૧ ૨ ૩ ૪ ૫ ૬

આગગાડીમાં નિકળ્યોછે, આ વાક્યમાં સાતે વિભક્તિ આવીછે

૭

શબ્દને છેડે કોઈ કોઈ અક્ષર આવીને તેના અર્થમાં કે સંબંધમાં ફેર પાડેછે તેને વિભક્તિના પ્રત્યય કેહે છે, ને પ્રત્યયને વિભક્તિની નિશાની કેહે છે.

કોઈ વખત એક શબ્દને બે ત્રણ વિભક્તિના પ્રત્યય સામટા લાગે છે. જેમ—તેનાથી, કુરાનમાંથી, તમારામાંનાએ; ત્યારે એમ કેહેવું કે છઠી સાથે પાંચમી, સાતમી સાથે પાંચમી, સાતમી ને છઠી સાથે ત્રીજી.

પણ કેટલાક શબ્દ તો એવા હોય છે કે તે દેખાઈતા પહેલી ને ત્રીજી વિભક્તિમાં હોય છે પણ તે સાતમી વિભક્તિમાં ગણાય છે. જેમ—તે ઘેર ગયો એટલે ઘરમાં ગયો, તમે નિશાળે આવજો એટલે નિશાળમાં આવજો, તે વડોદરે દોડ્યો એટલે વડોદરામાં દોડ્યો; અહિંયાં ઘેર, નિશાળે, વડોદરે એ શબ્દો સાતમી વિભક્તિમાં છે એમ કેહેવાને હરકત નથી.

આ પાઠમાં વિભક્તિ વિષે કેહેવામાં આવ્યું, હવેના પાઠમાં વચન વિષે કેહેવામાં આવશે, કેમકે વચન સૌથી છેલ્લું બોલાય છે.

---

## याद दास्तने वास्ते प्रश्न. (६).

છોકરાઓ બોલો વિભક્તિ એટલે શું? ૨ વિભક્તિ કેટલી છે ને તે કઈ કઈ? ૩ સાતે વિભક્તિના પ્રત્યયનાં નામ દો ? ૪ સાતે વિભક્તિઓ શું શું અર્થ બતાવે છે તે કહી બતાવો? ૫

સાતે વિભક્તિમાં કઈ કઈ વિભક્તિના અર્થ મળતા આવે છે? ૬ સાતે વિભક્તિ એકજ વાક્યમાં આવે એવાં એક બે વાક્યો આલો? ૭ વિભક્તિના પ્રત્યય એટલે શું? ૮ પ્રત્યયને બીજું નામ શું કેહે છે? ૯ એક શબ્દમાં બે કે ત્રણ વિભક્તિ સાથે આવેછે ત્યારે તે શબ્દ કઈ વિભક્તિમાં બોલાય છે? ૧૦ કોઈ કોઈ શબ્દને પેહેલી ને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગેલો છતાં તે સાતમી વિભક્તિમાં બોલાય છે એવા શબ્દો કયા કયા? ૧૧ ખુરસી, ઘોડું, દેવ, બાગડો, લાકડું, વાડી એ શબ્દોને દર એકને સાતે વિભક્તિ લગાડો?

---

## વચન વિષે.

નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ એ બધાને છેહલે વચન લાગે છે. કોઈ શબ્દ વિષે વિચાર કરતાં તે એક સંખ્યા છે કે એકથી વધારે છે એવું જેથી સમજાય તેને વચન કેહેછે.

વચન બે છે; એક વચન ને બહુ વચન. જે શબ્દમાં એકનીજ સંખ્યા માલમ પડે તે એક વચન. જેમ—કાતર, તકીઓ, તોપ, બકરો, લાકડું, વાડી, વાડો વગેરે. જે શબ્દમાં એકથી વધારે સંખ્યા માલમ પડે તે બહુ વચન. જેમ—કાતરો, તકીઆ, તોપો, બકરા, લાકડાં, વાડીઓ, વાડા વગેરે.

હવે જે શબ્દ એક વચનમાં હોય તેનું બહુ વચન કરવું હોય તો તેને છેડે ઓ અથવા આ લાગવાથી બહુ વચન થાય.

જેમ—ગાય, ગાયો; છોકરી, છોકરીઓ; પુસ્તક, પુસ્તકો; રાજા, રાજાઓ; સોટી, સોટીઓ; પણ કેટલાક નર જાતીના શબ્દો જેને છેડે ઓ હોય છે તેનું બહુ વચન કરવું હોય તો તે ઓ નો આ થયાથી થાય છે, અથવા ઓનો આ થઇને પાછો ઓ લાગે છે. જેમ—કુતરો એનું બહુ વચન કુતરા અથવા કુતરાઓ; ઘોડો એનું બહુ વચન ઘોડા અથવા ઘોડાઓ; તેમજ નાન્યતર જાતીના શબ્દોને છેડે ઊં હોય છે તેનો આં બને, અથવા કોઈ વખત આં બનીને તે પર પાછો ઓ લાગે ત્યારે તે શબ્દોનું બહુ વચન થાય છે. જેમ—કુતરૂં, છોકરૂં, બકરૂં એનું બહુ વચન કુતરાં, છોકરાં, બકરાં,—અથવા કુતરાંઓ, છોકરાંઓ, બકરાંઓ.

કપાસ, ખુશી, ગુદર, ઘી, ચેન, તેલ, દંભી, દીવેલ, દૂધપતા, પાક, પાણી, ભરૂચ, મુંબઈ, રસ, સુરત વગેરે શબ્દો એક વચનમાંજ રેહે છે તેનું બહુ વચન થતું નથી; તેમજ અડદ, ઘઊં, તલ, મરી વગેરે શબ્દો બહુ વચનમાંજ રેહે છે તેનું એક વચન થતું નથી.

આ પાઠમાં વચન વિષે કેહેવામાં આવ્યું, હવેના પાઠમાં શબ્દનો બીજો ભાગ જે સર્વ નામ તે વિષે કેહેવામાં આવશે.

## યાદ દાસ્તને વાસ્તે પ્રશ્ન. (૭).

૧ નામ, સર્વનામ, વિશેષણ વગેરને છેડસે શું લાગેછે? ૨ વચન એટલે શું? ૩ વચન કેટલાં છે ને તે કયાં કયાં?

૪ એક વચન એટલે શું, ને તેના દાખલા આપો? ૫ બહુવ-ચન એટલે શું, ને તેના દાખલા આપો? ૬ જે શબ્દ એક વચનમાં હોય તેનું બહુ વચન કરવું હોય તો તે શી રીતે થાય? ૭ કેટલાક નર જાતીના શબ્દોને છેડે ઓ હોય છે તે-નું બહુ વચન કરવું હોય તો શી રીતે થાય? ૮ કેટલાક ના-ન્યતર જાતીના શબ્દોને છેડે ઉં હોય છે તેનું બહુ વચન ક-રવું હોય તો તે શી રીતે થાય? ૯ કેટલાક શબ્દો એક વચનમાં રહે છે ને તેનું બહુ વચન થતું નથી એવા દાખલા આપો? ૧૦ કેટલાક શબ્દો બહુ વચનમાં રહે છે ને તેનું એક વચન થતું નથી એવા દાખલા આપો? ૧૧ નીચેના શબ્દો કયા વ-ચનમાં છે તે બોલો?

અહંકાર, આંબા, એખલું, ઓટલા, ખેતરાં, ગુણ, ઘ-રો, ઝાડ, પ્રાણી, ફુલું, ફિરંગી, બરાબર, બોર, ભગ, મા-રામારી, રાતાં, વિચાર, શાલ, સરસ, સાલસે.

૧૨ નીચેના શબ્દનું બહુ વચન કરો?

આંગો, એખ, એલચી, એળીઆ, કોરા, કુંચકા, ખ-જુર, ખસખસ, ગછ, જુમખો, ટીપણું, દાબડો, બાયડી, મ-ણકા, મણીકો, મર્ચા, માળા, રાતો, શણગાર, લખ્યું, હતાં

૧૩ નીચેના વાક્યો અશુદ્ધ છે તેને શુદ્ધ કરો(સુધારો)?

કુતરા પાણી પીધું. ઘી સારાં છે. ઘોડો આવ્યા. આઠ બોકરી હાંકયા. ત્રણ ઝાડ સુકાઈ ગયું. પરમ દહાડે ત્રણ નિ-શાળ ઇનામ વેંહેચાઈ. પક્ષી બેઠો છે. મરઘી ઊડ્યું છે. વળગ

ગોરી નથી. શાહરની સરખત સારૂં છે. હંઆમ સાલ ઘણ હુમ ણાં વરસાદ વરસી. હંવામાં ફરવી સારૂં લાગે.

# સર્વનામ વિષે.

જે શબ્દ નામને ઠેકાણે વપરાય છે તેને સર્વનામ કહે છે જેમ—તમે પાણી પીધું, તેણે ગાળ દાધી. અહિંયાં તમે, તેણે એ શબ્દો સર્વનામ જાણવા.

આ, એ, ઓલ્યો, કંઇ, કયો, કીઓ, કોઇ, કોણ, જે, તે, પેલો, ફલાણો, બધો, સર્વ, શું એ શબ્દો આગળ સર્વનામમાં ગણતા હતા પણ હાલના વ્યાકરણીઓ કોણ ને તે શિવાય બાકીના બધા શબ્દોને વિશેષણમાં ગણેછે, માટે આ વ્યાકરણમાં પણ તેઓને વિશેષણમાંજ ગણ્યા છે.

સર્વનામ બધા મળીને ૧૧ જાતના થાય છે હું, તું, તે; બહુ વચનમાં હમો, તમો, તેઓ; તેમજ આપણ, આપ, તેવણ; ને તે શિવાય કોણ ને પોતે એટલા ૧૧ શબ્દો સર્વનામમાં ગણાય છે.

નામ પ્રમાણે સર્વનામને જાતી, વિભક્તિ, ને વચન લાગે છે; વળી-સર્વનામને પુરૂષ પણ લાગે છે તે જાતી, વિભક્તિ, વચન કરતાં પહેલાં બોલાય છે.

સર્વનામના પુરૂષ ત્રણ છે; પહેલો પુરૂષ, બીજો પુરૂષ, ને ત્રીજો પુરૂષ. હું એનું બહુ વચન હમો, ને આપણ એટલા ત્રણ શબ્દો પહેલો પુરૂષ સર્વનામ ગણાય છે; એ ત્રણેને જારે

સાતે વિભક્તિ લાગે છે ત્યારે તેમનાં રૂપ નીચે પ્રમાણે થાય છે

| | એક વચન | બહુ વચન | બહુ વચન |
|---|---|---|---|
| ૧ | હું, મજ, મુજ. | હમે, હમો. | આપણ, આપણે |
| ૨ | મને, મુજને. | હમને, હમોને. | આપણને. |
| ૩ | મેં. | હમે, હમોએ. | આપણે. |
| ૪ | મારે માટે-સારૂ. | હમારે માટે-સારૂ. | આપણે માટે-સારૂ. |
| ૫ | મારાથી-થકી, મુજથી-થકી | હમારાથી-થકી. અમથી-થકી. | આપણાથી-થકી. |
| ૬ | મારો, મારી, મારૂં, મારાં. | હમારો, હમારી, હમારૂં, હમારા. | આપણો, આપણી, આપણું, આપણાં. |
| ૭ | મારામાં, મુજમાં | હમારામાં, અમમાં. | આપણામાં. |

બે માણસ અરસ પરસ સાથે બોલતા હોય તો પેહેલા પુરૂષ સર્વનામના બહુ વચનમાં હમે વાપરે છે, પણ જ્યારે તેમાં ત્રીજા આપણીને દાખલ કરે છે ને પછી બોલે છે તો આપણ વાપરે છે.

તું, અને તેનું બહુ વચન તમો ને આપ એ ત્રણ શબ્દો બીજો પુરૂષ સર્વ નામ ગણાય છે, એને જ્યારે સાતે વિભક્તિ લાગે છે ત્યારે તેનાં રૂપ નીચે પ્રમાણે થાય છે.

| | એક વચન. | બહુ વચન. | બહુ વચન. |
|---|---|---|---|
| ૧ | તું, તુંજ. | તમે, તમો. | આપ. |
| ૨ | તને, તુને, તુંજને. | તમને, તમોને. | આપને. |
| ૩ | તેં. | તમે, તમોએ. | આપે. |

| | | | |
|---|---|---|---|
| ૪ | તારે માટે-સારૂ. | તમારે માટે-સારૂ. | આપને માટે-સારૂ. |
| ૫ | તારાથી-થકી. તુંજથી-થકી | તમારાથી-થકી. તમથી-થકી. | આપથી-થકી. |
| ૬ | તારો, તારી, તારૂં, તારાં. | તમારો, તમારી, તમારૂં, તમારાં. | આપનો, આપની, આપનું, આપના. |
| ૭ | તારામાં, તુંજમાં | તમારામાં, તમમાં. | આપમાં. |

બીજા પુરૂષ સર્વનામના બહુ વચનમાં તમે ને આપ જૂદા જૂદા લખ્યા છે પણ તેનો અર્થ તો એકજ છે, પણ કોઈ મોટા માણસને વધારે માનથી બોલાવવા સારૂ તમેને બદલે આપ વાપરે છે. જેમ—આપ સાહેબ પહેલાં બેસો.

તે અને તેનું બહુવચન તેઓ, ને તેવણ એટલા ત્રણ શબ્દો ત્રીજા પુરૂષ સર્વનામમાં ગણાય છે; એને જ્યારે સાતે વિભક્તિ લાગે છે ત્યારે તેમનાં રૂપ નિચે પ્રમાણે થાય છે.

| | એકવચન. | બહુવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ | તે. | તેઓ. | તે, તેવણ |
| ૨ | તેને. | તેઓને. | તેમને. |
| ૩ | તેણે. | તેઓએ. | તેમણે. |
| ૪ | તેને માટે-સારૂ. | તેઓને માટે-સારૂ. | તેમને માટે-સારૂ |
| ૫ | તેથી-થકી. | તેઓથી-થકી. | તેમનાથી-થકી. |
| ૬ | તેનો, તેની, તેનું, તેના. | તેઓનો, તેઓની, તેઓનું, તેઓના. | તેમનો, તેમની, તેમનું, તેમના. |
| ૭ | તેમાં. | તેઓમાં. | તેમનામાં. |

ત્રીજા પુરૂષ સર્વનામના બહુવચનમાં તેઓ ને તેવણ એ શબ્દો એકજ, એમાં કંઈ અર્થનો ફેર નથી. ફકત પારસી લોકોમાં માનને વાસ્તે તેઓને બદલે તેવણ વાપરવાની રીત વધારે આવે છે.

તે ત્રીજો પુરૂષ સર્વનામ જયારે કોઈ વખત નામની સાથે તેના પહેલાં આવે છે ત્યારે તે વિશેષણમાં ગણાય છે. જેમ- તે છોકરો હારયો, તે સીપાઈ બાહાદુર હતો; અહિંયાં તે વિશેષણ સમજવું.

હવે કોણ ને પોતે એ બે સર્વનામો બાકી રહ્યા તે ત્રણે પુરૂષમાં, ત્રણે જાતીમાં, ને બંનો વચનમાં જયાં જેવું વાકય તે પ્રમાણે વપરાય છે. એ કોણ ને પોતે એ શબ્દોને સાતે વિભકિત લાગે છે ત્યારે તેના રૂપ નીચે પ્રમાણે થાય છે.

| એકવચન ને બહુવચન. | એકવચન ને બહુવચન. |
|---|---|
| ૧ કોણ. | ૧ પોત, પોતે. |
| ૨ કોને-કેને. | ૨ પોતાને. |
| ૩ કોણે, કુણે. | ૩ પોતે, પોતાએ. |
| ૪ કોનેમાટે-સારૂ, કેનેમાટે-સારૂ. | ૪ પોતાને માટે-સારૂ. |
| ૫ કોનાથી-થકી, કેનાથી-થકી. | ૫ પોતાથી-પોતા થકી. |
| ૬ કોનો, કોની, કોનું, કોના. કેનો, કેની, કેનું, કેના. | ૬ પોતાનો, પોતાની, પોતાનું, પોતાના. પોતીકો, પોતીકી, પોતીકું, પોતીકા. |
| ૭ કોનામાં, કેનામાં. | ૭ પોતામાં. |

કોણ સર્વનામ જ્યારે કોઈ વખત નામની સાથે તેના પેહેલાં આવે છે ત્યારે તે પણ વિશેષણ થાય છે. જેમ—કોણ રાયનો દીકરો; અહિંઆ કોણ વિશેષણ જાણવું.

આ પાઠમાં સર્વનામની વાત સારી પેઠે સમજાવી તે ધ્યાનમાં રાખજો, હવેના પાઠમાં વિશેષણ વિષે કેહેવામાં આવશે.

## યાદ દાસ્તને વાસ્તે પ્રશ્ન. (૮).

જે શબ્દ નામને ઠેકાણે વપરાય છે તેને શું કેહેછે? ૨ સર્વનામના દાખલા આપો? ૩ એવા કયા કયા શબ્દો છે કે જે આગળ સર્વનામમાં ગણાતા હતા ને હાલ તે વિશેષણમાં ગણાય છે? ૪ સર્વનામ બધા મળીને કેટલા છે ને તે કયા કયા? ૫ સર્વનામને શું શું લાગે છે? ૬ સર્વનામને સૌથી પેહેલું શું લાગે? ૭ સર્વનામના પુરૂષ કેટલા છે? ૮ પેહેલો પુરૂષ સર્વનામ તે કયા? ૯ હું, હમો ને આપણ એ પેહેલા પુરૂષ સર્વનામને સાતે વિભક્તિ લગાડો? ૧૦ હમે ને આપણ એ શબ્દો કયાં ને કેવી રીતે વપરાય છે? ૧૧ બીજો પુરૂષ સર્વનામ તે કયા? ૧૨ તું તમે ને આપ એ બીજા પુરૂષ સર્વનામને સાતે વિભક્તિ લગાડો? ૧૩ તમે ને આપ એ શબ્દો કયા ને ક્યારે વપરાય છે? ૧૪ ત્રીજો પુરૂષ સર્વનામ તે કયા? ૧૫ તે, તેઓ, તેવણ એ ત્રીજા પુરૂષ સર્વનામને સાતે વિભક્તિ લગાડો? ૧૬ તે ને તેવણ એ કયાં વપરાય છે? ૧૭ તે ત્રીજા પુરૂષ સર્વનામ જ્યારે નામની સાથે તેના પેહેલા આવે છે ત્યારે શામાં ગણાય છે? ૧૮ તે સર્વનામ

વિશેષણમાં આવે એવા એક બે દાખલા આપો? ૧૯ કોણ ને પોતે એ સર્વનામો કયા પુરૂષ ને કયા વચનમાં આવે છે? ૨૦ કોણ ને પોતે એ સર્વનામોને શી વિભકિત લાગે? ૨૧ કોણ સર્વનામ નામની સાથે તેની પેહેલાં આવે છે ત્યારે શામાં ગણાય છે? ૨૨ કોણ શબ્દ વિશેષણ શામાં એવો દાખલો આપો?

# વિશેષણ વિષે.

જે શબ્દ બીજા શબ્દનો ગુણ, સંખ્યા વગેરે દેખાડે છે તેને વિશેષણ કેહે છે. જેમ—લાલ ઘોડો, સારી આજ, નવ ખુરસી, પાંચમો નંબર; એમાં લાલ, સારી, નવ, પાંચમો એ શબ્દો વિશેષણ છે; પણ જે શબ્દના ગુણ, સંખ્યા વગેરે વિશેષણથી દેખાય છે તેને વિશેષ્ય કેહે છે. જેમ—ડાહી છોકરી, મોટી ચોપડી, સારો ધણી; એમાં છોકરી, ચોપડી ને ધણી એ બધા વિશેષ્ય છે.

વાક્ય વાંચતાં વિશેષણ ઘણું કરીને નામ કે સર્વનામ વગેરેની પેહેલાંજ આવે છે, માટે તે પેહેલો શબ્દ ગુણ કે સંખ્યા બતાવતો હોય તેને વિશેષણ કેહેવું. જેમકે—બે માણસ સારી શીખામણ દે તો તે ઘણા હેતથી સઘળા છોકરાએ માનવી. એમાં ( બે, સારી, ઘણા, સઘળા ) એ બધા વિશેષણ છે કેમકે તે નામની પેહેલાં આવેલાં છે; પણ કોઈ વખત નામની પેહેલાં વિશેષણ આવતું નથી, અને વખતે નામની પછી કે વાક્યમાં આગળ પાછળ આવે છે માટે તેને ઠેકાણે વીચારીને વિશેષણ ઠટ

પારખી કાઢવું.

વિશેષણ બે પ્રકારનાં છે, પેહેલો પ્રકાર ને બીજો પ્રકાર. વળી કેટલાક બીજા વ્યાકરણોમાં ગુણ વિશેષણ, ને સંખ્યા* વિશેષણ એવા પણ બે પ્રકાર ગણેલા છે.

જેને છેડે જાતી બનાવનાર ઈ-ઉ-ઓ લાગેછે તે પેહેલો પ્રકાર. જેમ—મોટી, મોટું, મોટો; રાતી, રાતું, રાતો; ને જે ત્રણે જાતીમાં સરખા હોય તે બીજો પ્રકાર. જેમ—નરમ, રંગીન, આલસુ, હોશિયાર; તેમજ જે શબ્દ ગુણ બતાવે તે ગુણ વિશેષણ, ને જે શબ્દ સંખ્યા બતાવે તે સંખ્યા વિશેષણ. જેમ—ઉંચી ઓરડી, સમજુ માણસ, ત્રણ સીપાઈ, ચોથી ચોપડી. એમાં ઉંચી, સમજુ, એ બે ગુણ વિશેષણ; ને ત્રણ, ચોથી એ બે સંખ્યા વિશેષણ છે.

અતિશય, અતિશે, ઓછું, કમ, કમતી, કમી, ઘણું, જરા, જરાતરા, થોડું, બધું, બહુ, મસ, લગાર, લગારેક, લેશ, વધારે, વિશેષ, સઘળું, સંધું, સમસ્ત, સર્વ, સૌ, એ બધા સંખ્યાવાચક વિશેષણ છે, પણ સંખ્યાનો આંકડો કેટલો બતાવે છે તે માલમ પડતું નથી.

વિશેષણ ફક્ત નામનોજ ગુણ બતાવે છે એટલુંજ નહીં; પણ નામ વગેરે હરેક જાતીના શબ્દનો ગુણ બતાવે છે; જેમ—

---

* સંખ્યા વિશેષણના પણ સંખ્યાપૂર્ણાર્થ, અંશ સંખ્યાર્થ, આવૃત્તિ વાચક વગેરે પ્રકારો કરેલા છે. જેમ—પેહેલો, પાંચમો, પા, સવા, દોહોડ, બેવડું, ચોગણું.

હોંશિયાર છોકરો, સુસ્ત્યા તે, ઘણું બાપુ, પહેલાં મદદ, બહુ ભણીને.

જ્યારે કોઈ વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવેછે ત્યારે તેને ક્રિયા વિશેષણ કેહે છે. જેમ–ગાડી બહુ દોડી, છગન વેહેલો ઉઠયો, તારૂં વંચાય ઠીક છે. અહિંયાં બહુ, વેહેલો, ઠીક, એ શબ્દો ક્રિયા વિશેષણ જાણવા.

ક્રિયા વિશેષણ, ને ક્રિયા વિશેષણ અવ્યય (જેની વાત આગળ આવવાની છે) તે બંને એક નથી ક્રિયા વિશેષણ તો ફક્ત ક્રિયાપદનોજ ગુણ બતાવે તે; અને ક્રિયા વિશેષણ અવ્યય તો ઠેકાણું, વેળા, રીત, નકાર વગેરે બતાવતાં ક્રિયાપદનો ગુણ બતાવે તે. ક્રિયા વિશેષણ ને ક્રિયા વિશેષણ અવ્યય એ બેમાં છોકરાં ગુંચવાય નહીં માટે ક્રિયા વિશેષણને આ ચોપડીમાં વિશેષણમાંજ ગણ્યું છે જુદું ગણ્યું નથી, કેમકે વિશેષણ ને ક્રિયા વિશેષણ બંનો ગુણજ બતાવે છે એમાં ફેર નથી.

વિશેષણને નામ પ્રમાણેજ પેહેલાં જાતી, પછી વિભક્તિ ને વચન લાગે છે.

જ્યારે કોઈ વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવેછે ત્યારે તે વિશેષણ ક્રિયાપદના ક્રિયાનાયની જાતી વચનમાં આવે છે ને તે પેહેલી વિભક્તિમાં રેહે છે. જેમ–ઘોડો ઘણો દોડે છે, છોકરો સારો નિકળ્યો.

ક્રિયાપદની જાતી વચન કે પુરૂષ જેના પ્રમાણે બદલાય છે તેનું નામ તે ક્રિયાનાય. જેમકે—પસાયો ખારેક ખાતો, છ–

અને ચોપડી વાંચી. એમાં આતો ક્રિયાપદનો ક્રિયાનાય પસવો, ને વાંચી ક્રિયાપદનો ક્રિયાનાય ચોપડી છે.

હરેક વિશેષણ નામ વગેરેને થોડો, વધારે થોડો, ને સૌથી થોડો; તેમજ ઘણો, વધારે, ને સૌથી ઘણો ગુણ બતાવે છે. એ વધતા ઓછા ગુણનો મૂકાબલો નામ, સર્વનામ વગેરેની આગળ કરતાં અથવા થી મૂકવાથી થાય છે. જેમ—તારા કરતાં હું હોશિઆર, આ ખેતરથી પેલું ખેતર મહોટું.

આ પાઠમાં વિશેષણ વિષે કેહેવામાં આવ્યું, હવેના પાઠમાં ક્રિયાપદ તથા તેના ધાતુ વિષે કેહેવામાં આવશે.

---

# याद दास्तने वास्ते प्रश्न. (९).

વિશેષણ એટલે શું, ને તેના દાખલા આપો? ૨ ત્યારે વિશેષ્ય કોને કેહે છે ને તેના દાખલા આપો? ૩ વાક્ય વાંચતાં વિશેષણ શી રીતે પરખાઇ આવે છે? ૪ વિશેષણ હંમેશાં નામની પેહેલાંજ આવે છે કે? ૫ વિશેષણના કેટલા પ્રકાર છે ને તે કયા કયા? ૬ બીજાં વ્યાકરણોમાં વળી વિશેષણના બીજા કેટલા પ્રકાર ગણેલા છે? ૭ પેહેલા પ્રકારનું વિશેષણ કયું તેના દાખલા આપો? ૮ બીજા પ્રકારનું વિશેષણ કયું તેના દાખલા આપો? ૯ ત્યારે ગુણ વિશેષણ એટલે શું, ને સંખ્યા વિશેષણ એટલે શું તે કોહો? ૧૦ સંખ્યા વિશેષણના કંઇ પ્રકાર થયલા છે, થયલા હોય તો કયા કયા? ૧ કેટલાક સંખ્યા વાચક વિશેષણના શબ્દો એવા હોય છે કે તે સંખ્યા બતાવે તે માલમ

પડે, પણ કેટલી સંખ્યા તે જણાતું નથી એવા દાખલા આપો? ૧૨ વિશેષણ ફકત નામનોજ ગુણ બનાવે છે કે? ૧૩ સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, અવ્યયનો ગુણ વિશેષણ બતાવતું હોય તેના દાખલા આપો? ૧૪ જ્યારે કોઈ વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે તે વિશેષણને શું કહે છે? ૧૫ ક્રિયા વિશેષણ ને ક્રિયા વિશેષણ અવ્યય એ બે એકજ કે? ૧૬ ક્રિયા વિશેષણ ને ક્રિયા વિશેષણ અવ્યય એ બેમાં ફેર શો છે? ૧૭ ત્યારે વિશેષણ ને ક્રિયા વિશેષણ એમાં ફેર શો છે? ૧૮ વિશેષણને શું શું લાગે છે? ૧૯ જ્યારે કોઈ વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે તે વિશેષણ કઈ જાતી વચનમા આવે છે? ૨૦ ક્રિયાનાથ કોને કહિએ? ૨૧ કેટલાંક વાકયો મોંહાડેથી બોલીને તેમાં ક્રિયાનાથ બતાવો? ૨૨ હરેક વિશેષણ નામ વગેરેનો કેવી રીતનો ગુણ બતાવેછે? ૨૩ વધતા ઓછા ગુણનો મુકાબલો નામ સર્વનામ વગેરેની આગળ શું મુકવાથી થાય છે? ૨૪ નીચેના શબ્દોમાંથી વિશેષણ શોધી કાહાડો?

અક્કડ, અગીઆરસ, ઈજતદાર, આપણ, એકઠાં, કીર્તિવંત, ખરાબ, ખાશ, ખાશો, ખુશ, ચોર, છાલકો, છેક, છેલ્લું, જાયછે, તમે, તાણ, તૈયાર, નાસભાગ, પૈસાવાળો, પંડિત, બારમી, મુરબ્બી, મોટાઈ, વિદ્વાન, હકદાર, હેરાન, હૈયાળી.

---

## ક્રિયાપદ તથા તેના ધાતુ વિષે.

આગલા પાઠમાં વિશેષણની વાત ગઈ, હવે ક્રિયાપદ વિષે

વાત સમજાવીએ. જે શબ્દ વડે વાત નિત્ત, વર્ણન, તથા હુકમ થાય છે, ને વાક્યમાં આવેના શબ્દની કૃતિ, સ્થિતિ, જણાયછે તેને ક્રિયાપદ કેહે છે. જેમ—કરવું, ખાધું, જાને, પીહોતો, હશે, હોય.

વાક્ય વાંચતાં ઘણું કરીને જે છેહલો શબ્દ આવે તે, અથવા વાક્ય છેહલે જે શબ્દથી પુરૂં થાય તે શબ્દને ઘણું ખરૂં ક્રિયાપદ સમજવો, પણ તેને ધાતુ હોવો જોઇએ એટલી સરત રાખવી; ધાતુ વગરનો શબ્દ ક્રિયાપદ થઇ શકતો નથી. જેમ-તે ગયો, હું આજે આવીશ, શીખવવાના ચાર રૂપીઆ આપ્યા; અહિંયાં ગયો એનો ધાતુ જા, આવીશ એનો ધાતુ આવ, આપ્યા એનો ધાતુ આપ છે, ને એ શબ્દો છેહલા છે તેથી એ શબ્દોથી વાકય પુરૂં થાય છે; માટે ગયો, આવીશ, આપ્યા એ ત્રણે શબ્દો ક્રિયાપદ સમજવા. પણ શીખનારે ભૂલ ન ખાવી કે ક્રિયાપદ વાકયમાં બધે ઠેકાણે છેહલુંજ આવેછે, એમ કંઇ બાધે બનતું નથી; પણ કોઇ વખત પેહેલું, કોઇ વખત વચમાં, ને કોઇ વખત ગમે ત્યાં આવે છે માટે તે ધાતુ ઉપરથી ઝટ પારખી કાહાડવું.

ક્રિયાપદનો ધાતુ એટલે મૂળ, જેના ઉપરથી ક્રિયાપદનું જુદું જુદું રૂપ થાય છે તે. જેમ—ખાયછે, ખાવું, ખાશે, એ બધાનો ધાતુ ખા; ને મારવું, મારશે, મારેછે એ બધાનો ધાતુ માર.

કોઇ ક્રિયાપદનો ધાતુ શોધી કાહાડવો હોય તો તે ક્રિયાપદને મૂળ ભેદમાં અનિયમિત વર્તમાન કાળમાં બીજા પુરૂષના

રૂપમાં લગાવ્યું, એટલે તેજ ધાતુ થયો. જેમ—તપ્યો, તાપતો, નાસત, ફરેશ, ભાંગે, મારવું, રાખશો એ ક્રિયાપદના જેમ, તાપ, નાસ, ફર, ભાંગ, માર, રાખ બધા ધાતુ છે.

કોઈ શક્ય ભેદવાળા ક્રિયાપદનો ધાતુ કાહાડવો હોય તો તેનો પણ ઉપર મુજબ નીકળે. જેમ—ખમાયું, દડાતો, પમાતા, મંગાય છે, લગાય, વંચાવું, શીખાશે એ શક્ય ભેદ ક્રિયાપદના ખમ, દંડ, પામ, માંગ, લગ, વાંચ, શીખ એ બધા ધાતુ છે.

હવે ક્રિયાપદના અર્થ પ્રમાણે તેના ધાતુના મુખ્ય પ્રકાર બે રાખ્યા છે સકર્મક ને અકર્મક; પણ એ શિવાય ભાવકર્તૃક, અને પ્રયોજક અથવા પ્રેરક એવા બીજા બે ધાતુના પ્રકારો પણ છે.

જેમાં કર્તાની ક્રિયા બીજા માણસ અથવા વસ્તુ ઉપર લાગુ પડે છે તેને સકર્મક કેહે છે. જેમ—કર, ખા, માંગ, લગ, વાંચ, સુવાડ વગેરે; ને જેમાં કર્તાની ક્રિયા કર્તામાંજ રહીને બીજા માણસ અથવા વસ્તુ ઉપર લાગુ પડતી નથી તેને અકર્મક કેહે છે. જેમ—આવ, જા, નાશ, નીકળ, બેસ, રમ વગેરે.

હવે જે ક્રિયાપદનો અર્થજ કર્તા થાય છે, અને તેનો પ્રયોગ ત્રીજા પુરૂષના એક વચનમાંજ માત્ર થાય છે તેનું નામ ભાવ કર્તૃક; જેમ—જાગ, દુઃખ. જ્યારે કોઈ ક્રિયાપદનો કર્તા પોતે તે ક્રિયા ન કરતાં કોઈ બીજા પાસે કરાવે છે ત્યારે તે ક્રિયાપદ પ્રયોજક અથવા પ્રેરક ધાતુ કેહેવાય છે. જેમ—છપાવ, ફેરવાવ, બંધાવ, બેસાડાવ, સુવડાવ વગેરે.

અકર્મક ધાતુનો પ્રયોજક ધાતુ થઈ શકતો નથી, માટે અ-

એ સકર્મક; પાણી વેહેછે એ અકર્મક, ઘોડો ભાર વેહેછે સક-
ર્મક; તે હસે છે અકર્મક, તે તેને હસેછે એ સકર્મક.

કોઈ ક્રિયાપદ સકર્મક છે કે અકર્મક તે શીરીતે કાહાડવું હોય તો તેના ધાતુ ઉપર નાર ને વાનું એ બે પ્રત્યય મૂકવા પછી નાર મૂકી કોણ સવાલ પુછવો, ને વાનું મુકી શું સવાલ પુછવો; જો તે બંનેના જવાબ એકજ આવે તો તે અક-
ર્મક જાણવું, અને જવાબ જૂદા જૂદા આવે તો તે સકર્મક જા-
ણવું. જેમ દાખલો કે—"તે રોટલી ખાયછે" તો ખા ધાતુ ઉપર નાર ને વાનું મૂકવાથી ખાનાર ને ખાવાનું એ બે શબ્દો થયા—તો પછી પુછવું કે ખાનાર કોણ તો કેહે તે, ને ખાવાનું શું તો કેહે રોટલી, તો એ બંને જવાબ જૂદા પડ્યા તો એ સકર્મક સમજવું. તેમજ ગાડી દોડે છે એનો દોડ ધાતુ તો તે-
પર નાર ને વાનું મૂકવાથી દોડનાર ને દોડવાનું થયા; તો દોડનાર કોણ તો કેહે ગાડી, ને દોડવાનું શું તો તે પણ ગાડી, તો એ અકર્મક સમજવુ, કેમકે બંનેના જવાબ એકજ એટલે સરખા આવ્યા છે.

આ પાઠમા ક્રિયાપદ તથા તેના ધાતુ વિષે કેહેવામાં આ-
વ્યું, હવેના પાઠમાં કૃદંત તથા સહાય કારક ક્રિયાપદ વિષે કેહે-
વામાં આવશે.

---

# याद दास्तने वास्ते प्रश्न. (१०).

ક્રિયાપદ એટલે શું ને ક્રિયાપદ કોને કેહે છે? ૨ વાક્ય વાંચવામાં ક્રિયાપદ શી રીતે જણાઈ આવે છે? ૩ ક્રિયાપદના કે-

કેટલાક દાખલા આપો? ૪ હંમેશાં ક્રિયાપદ વાક્યમાં છેલ્લુંન આવે છે કે? ૫ ક્રિયાપદનો ધાતુ કોને કહિયે તેના દાખલા આપો? ૬ કોઈ ક્રિયાપદનો ધાતુ શોધવો હોય તો તે શી રીતે માલમ પડે? ૭ કોઈ શક્ય ભેદવાળા ક્રિયાપદનો ધાતુ જાણવો હોય તો તે શી રીતે જણાય? ૮ ક્રિયાપદના અર્થ પ્રમાણે બધા મળીને તેના ધાતુના પ્રકાર કેટલા પ્રાખ્યા છે? ૯ ક્રિયાપદના ધાતુના ચારે પ્રકારનાં નામ શા? ૧૦ સકર્મક ધાતુ કોને કહિયે અને તેના કેટલાક દાખલા આપો? ૧૧ અકર્મક ધાતુ કોને કહિયે અને તેના કેટલાક દાખલા આપો? ૧૨ ભાવકર્તૃક ધાતુ કોને કેહે છે તે દાખલા સાથે બોલો? ૧૩ ત્યારે પ્રયોજ્ય ધાતુ કોને કેહેછે? ૧૪ પ્રયોજ્ય ધાતુનું બીજુ નામ શું, અને તેના દાખલા આપો? ૧૫ પ્રયોજ્ય ધાતુ શી રીતે થાયછે? ૧૬ ઘણાખરા સકર્મક ધાતુના દાખલા બોલો? ૧૭ ઘણાખરા અકર્મક ધાતુના છુટા દાખલા બોલી જાઓ? ૧૮ કેટલાક ધાતુ સકર્મક થાય છે તેમ અકર્મક પણ થાય છે એવા દાખલા બોલો? ૧૯ કોઇ પણ ક્રિયાપદ સકર્મક છે કે અકર્મક તે શોધી કાહાડવાની રીત શું છે? ૨૦ નીચેના ક્રિયાપદોના ધાતુ બતાવો?

અડાયું, ઊઠી, ઊઠું, ઊઠે, આળખાવું, કપવું, કપાશે, કમાય, ગયો, ગોત્યો, ઘટેછે, જણ્યું, જાણત, જારવું, થવું, દોડો, દીસે, દુખેછે, દેખાવું, દોડાવવું, નથી, નાઠો, પ્રોછવું, પરોવેછે, ફરેચ, બબડ્યો, મરાવાયું, મરાવે, રોકાત, લખાય, લખાવે, લીધો, શીખાવું, વેચાવું, વેરાશે, શકવું, શ્રવણ કરવું,

પાને તેને મદદ કરે છે, અને તે પેહેલા ક્રિયાપદના અર્થમાં કાંઈ વિશેષ બતાવે છે, ત્યારે તેને સહાયકારક ક્રિયાપદ કહે છે જેમકે-જમવા બેઠો, દોડતો ગયો, ભણી ઉતર્યો, સીવવા માંડ્યું; એ શબ્દોમાં બેઠો, ગયો, ઉતર્યો, માંડ્યું એ બધા સહાયકારક ક્રિયાપદ જાણવાં.

જે ક્રિયાપદ અકર્મક હોય તેની પેહેલાં જે શબ્દ ધાતુવાળો હોય તેનું તો પદચ્છેદ વ્યાકરણ કરતી વખત જૂદું કરવું કે પેહેલો આગલો શબ્દ તે કૃદંત, ને તેની સાથનો છેલ્લો આવેલો શબ્દ તે ક્રિયાપદ; પણ વખતે સકર્મક ક્રિયાપદ હોય ત્યારે પેહેલો શબ્દ ઘણુંખરૂં કૃદંત કહેવો નહીં, કેમકે બંનો શબ્દનું છુટું છુટું વ્યાકરણ કરવાથી તે વાકયમાં ક્રિયાપદની ખરી ક્રિયા જણાતી નથી. જેમકે-કસને ધાયોને મારી નાંખ્યો; છોકરી હાથડો ઉઘાડતી હતી; તું કાગળ લખી મૂક્યો; એમાં મારી નાંખ્યો, ઉઘાડતી હતી, લખી મૂક્યો એનું સામટું પદચ્છેદ ક્રિયાપદ કરવું, કેમકે એ ક્રિયાપદો સકર્મક છે. જો મારી કૃદંત ને નાંખ્યો ક્રિયાપદ, ઉઘાડતી કૃદંત ને હતી ક્રિયાપદ, લખી કૃદંત ને મૂક્યો ક્રિયાપદ એમ કરવા જઈએ તો ક્રિયાપદની ખરેખરી ક્રિયા માલમ પડતી નથી, માટે એવા ક્રિયાપદનું પદચ્છેદ ભેગું કરવું.

જે વાકયમાં સકર્મક ક્રિયાપદ પછી સાથે અકર્મક સહાયકારી ક્રિયાપદ આવે, અને તે દરએક ક્રિયાપદનું વ્યાકરણ જૂદું કરીએ તો સકર્મકનું કર્મ તે અકર્મક ક્રિયાપદનું કર્તા થાય છે. જેમ-તેણે કેરી માગી હતી, ભણનારાઓએ ગ્રંથ રચ્યા હ-

તો; અહિંયાં હતીનો કર્તા કેરી. ને હતોનો કર્તા ગ્રંથ કેહેવાને હરકત નથી.

કેટલાક સહાયકારી ક્રિયાપદને સંયુક્ત ક્રિયાપદ પણ કેહેવું વાય, અને તે સંયુક્ત ક્રિયાપદનું વ્યાકરણ ભિનું થઈ શકે. જેમ—આવ્યોછે; ઝાપટી નાંખી, દોડ્યો ગયો, ટોકી પાડી હતી.

કૃદંત ઘણું કરીને ત્રણ જાતના થાય છે; નામરૂપી કૃદંત, વિશેષણ રૂપી કૃદંત, ને અવ્યય રૂપી કૃદંત. જેમ—ખાવું, ખાનાર, લખવું, લખનાર એ નામ રૂપી કૃદંત; ખાધેલ, ખાધેલું, લખેલ, લખેલું એ વિશેષણ રૂપી કૃદંત; ને કરી, કરીને, કરતાં, લખી, લખીને, લખતા એ અવ્યય રૂપી કૃદંતો છે.

જ્યારે નામ રૂપી, વિશેષણ રૂપી, ને અવ્યય રૂપી કૃદંતો વાક્યમાં આવે છે ત્યારે નામ રૂપી કૃદંતને કૃદંત નામ, વિશેષણ રૂપી કૃદંતને કૃદંત વિશેષણ, ને અવ્યય રૂપી કૃદંતને કૃદંત અવ્યય કેહે છે. જેમ—આ લખનાર છોકરો છે, છોકાનું વાંચવું સારૂં નથી, મારૂં ખાધેલ જાનવર, તારૂં પીધેલું પાણી, તે કામ કરતાં પડ્યો, તમે દોડી આવ્યા; અહિંયાં લખનાર, વાંચવું એ કૃદંત નામ; ખાધેલ, પાધેલું એ કૃદંત વિશેષણ, ને કરતાં, દોડી એ કૃદંત અવ્યય સમજવા.

જેમ કૃદંત નામ રૂપી, વિશેષણ રૂપી, ને અવ્યય રૂપી એવા ત્રણ પ્રકારના છે, તેમ અવ્યય રૂપી કૃદંત પણ ત્રણ જાતના થાય છે; તેનાં નામ—વર્ત્તમાન કૃદંત, ભૂત કૃદંત, ને ભવિષ્ય કૃદંત. આવતા, જતાં એ વર્ત્તમાન કૃદંત; આવી,

ખાસી ભૂત કૃદંત; ને પડવાની, લખવાનો એ ભવિષ્ય કૃદંત છે.

નામ રૂપી ને વિશેષણ રૂપી કૃદંતને ભેની, વિભક્તિ ને વ-ચન લાગે છે, પણ અવ્યય રૂપી કૃદંતને કંઈ લાગતું નથી.

આ પાઠમાં કૃદંત તથા સહાયકારક ક્રિયાપદ વિષે કહેવામાં આવ્યું, હવેના પાઠમાં ક્રિયાપદના પ્રયોગ તથા ભેદ વિષે કહે-વામાં આવશે.

---

# याद दास्तने वास्ते प्रश्न. (११).

કૃદંત કોને કહે છે? ૨ કૃદંતના કેટલાક છૂટા દાખલા આ-પો? ૩ વાક્ય વાંચતાં કૃદંત સેહેલથી શી રીતે જણાઈ આવેછે? ૪ કૃદંતને શું હોવું જોઈએ ત્યારે તે કૃદંત કહેવાય? ૫ જેને ધાતુ નહીં હોય તે શબ્દ કૃદંત કેહેવાય કે નહીં? ૬ સહાય-કારક ક્રિયાપદ એટલે શું? ૭ સહાયકારક ક્રિયાપદના કેટલાક દાખલા આપો? ૮ વ્યાકરણ કરતી વખતે કૃદંત ને ક્રિયાપદનું વ્યાકરણ જૂદું જૂદું કરવું કે ક્રિયાપદ સાથે ભેગું કરવું? ૯ કેહે-વા સહાયકારક ક્રિયાપદનું વ્યાકરણ ભેગું કરવું ઠીક પડતું નથી? ૧૦ કેવા સહાયકારક ક્રિયાપદનું વ્યાકરણ ભેગું કરવું ઠીક પડેછે? ૧૧ સકર્મક ક્રિયાપદ સાથે અકર્મક સહાયકારી ક્રિયાપદ આવે તો તે બંનેનું વ્યાકરણ જૂદું જૂદું કરવાથી શું થાયછે? ૧૨ સ-કર્મક ક્રિયાપદનું કર્મ તે અકર્મક ક્રિયાપદનું કર્તા ક્યારે થાય? ૧૩ સકર્મકનું કર્મ તે અકર્મકનું કર્તા થાય એવાં એક બે વા-ક્યો આપો? ૧૪ કેટલાક સહાયકારી ક્રિયાપદનું બીજું નામ શું કેહેવાય? ૧૫ સંયુક્ત ક્રિયાપદનું વ્યાકરણ ભેગું થાય કે નહીં

૧૬ કેટલાક સંયુક્ત ક્રિયાપદના દાખલા બોલો? ૧૭ કૃદંત કેટલી જાતના થાય છે તેનાં નામ દો? ૧૮ નામ રૂપી, વિશેષણ રૂપી, ને અવ્યય રૂપી કૃદંતો જ્યારે વાક્યમાં આવે છે ત્યારે ઘર એકને શું કહે છો? ૧૯ કૃદંત નામ, કૃદંત વિશેષણ ને કૃદંત અવ્યયના દાખલા આપો? ૨૦ અવ્યય રૂપી કૃદંત કેટલી જાતના થાયછે ને તે કયા કયા? ૨૧ વર્તમાન કૃદંત, ભૂત કૃદંત, ને ભવિષ્ય કૃદંતના દાખલા આપો? ૨૨ કૃદંતને શું શું લાગે છે? ૨૩ બધી જાતના કૃદંતને જાતી વિભક્તિ ને વચન લાગેછે કે?

---

# ક્રિયાપદના પ્રયોગ તથા ભેદ વિષે.

છોકરાઓ હવે તમને પ્રયોગ વિષે સમજાવું. પ્રયોગ એટલે ક્રિયાનો સંબંધ અથવા બોલવામાં ભાષણનો પ્રકાર તે. એ પ્રયોગ ત્રણ છે—કર્તરી, કર્મણી, ને ભાવે પ્રયોગ.

જ્યારે કર્તાની જાતી વચન ક્રિયાપદને લાગે, અથવા ક્રિયાપદનો ક્રિયાનાથ જાતેજ કર્તા હોય, ત્યારે કર્તરી પ્રયોગ થાય છે. જેમ—તે મારતો હતો, બગદ દોડયો, કાશી આવી, ફોફા ખાંધુ ખાતો હતો.

જ્યારે કર્મની જાતી વચન ક્રિયાપદને લાગે, અથવા ક્રિયાપદનો ક્રિયાનાથ જાતેજ કર્મ હોય છે, ત્યારે કર્મણી પ્રયોગ થાય છે. જેમ—કાશીએ ઘર બાંધ્યું, તેણે વાઘ માર્યા, કુલલએ કુકી ખાધી.

જ્યારે કર્તા અથવા કર્મ ક્રિયાનાથ નથી હોતું ને ક્રીયા

પદનો ભાવ ક્રિયાનાથ થાયછે, ત્યારે તેને ભાવે પ્રયોગ કહેછે. જેમ—તારે રમવું, મારે ખાવું, મારે જોઇએ.

ભાવે પ્રયોગ ઘણું કરીને જ્યારે અકર્મક ક્રિયાપદનો કર્તા મૂળભેદમાં ત્રીજી કે ઘણું કરીને (છઠી સાથે ત્રીજી) વિભક્તિમાં હોય અને શક્ય ભેદમાં પાંચમી વિભક્તિમાં હોય ત્યારે થાય છે પણ તે કર્તા ક્રિયાનાથ થઇ શકતો નથી, ક્રિયાનાથ તો ક્રિયાપદનો ભાવજ હોય છે. જેમ-તારે બેસવું, મારે જવું, મારાથી દોડયું.

કેટલાક ભાવે પ્રયોગવાળા છુટા ક્રિયાપદને કર્તા ને કર્મ બંનો હોતું નથી, ત્યારે તે વખતે પણ તે ક્રિયાપદનો ક્રિયાનાથ તેનો ભાવજ હોયછે. જેમ—"ગમે" તો આવજો, પેટમાં "દુખે છે", "હોય" એ વાત માનો નહીં, "હશે" બાળક છે.

કર્તરી પ્રયોગમાં કર્તા હમેશાં પેહેલી વિભક્તિમાં આવેછે. જેમ-ખંબુ નામે[1] લખતો હતો, હરજી ગામ ગયો. કર્મણી પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે. જેમ-દુલભે પાઘડી બાંધી, રેવાએ વાત કરી. ભાવે પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં અથવા ખરૂં જોઇએ તો છઠી સાથે ત્રીજી વિભક્તિમાં આવેછે, ને તેનું ક્રિયાપદ હંમેશાં નાન્યતર જાતી ને એક વચનમાંજ આવેછે. જેમ-તમારે નાહાવું, મારે દોડવું.

---

૧ અહિંઆં નામ એ કર્મ હાજર છે, પણ તેની જાતી વચન લખતો હતો એને લાગતા નથી, અથવા તો લખતો હતો એનો ક્રિયાનાથ નામ નથી, માટે એ કર્તરી પ્રયોગ જાણવો.

મરાનું, ભખાતે, ભખાઈ, ભખાવાઈ, ભવાશે, વણાતે, સંભળાઇ, હુરાય છે.

જ્યારે મૂળભેદવાળા ક્રિયાપદના પહેલા અક્ષરમાં કાનો હોય તેનું શકયભેદ કરવું હોય તો તે પહેલો કાનો ઉડી જઈ ઘણું કરીને વચલા અક્ષરે કાનો વધે છે એટલે શકયભેદ થાય છે. જેમ—આવે, ખાધું, જાણશે, નાચતું, નાસતે, નાહે, લાવશે, વાંચતે, હાલતો એનું શકયભેદ અવાય, ખવાયું, જણાશે, નચાતું, નસાતે, નવાય, લવાશે, વંચાતે, હલાતો છે.

સકર્મક ક્રિયાપદ મૂળભેદમાં હોય તે શકયભેદમાં આવે તો મૂળભેદવાળા ક્રિયાપદનો કર્તા તે કારણ રૂપે થાય છે, ને તેનું કર્મ તે શકયભેદવાળા ક્રિયાપદનો કર્તા થાય છે. જેમ—મોહનલાલ ચોપડી વાંચેછે એ મૂળભેદ, ને મોહનલાલથી ચોપડી વંચાય છે એ શકયભેદ; અહિંયાં પહેલા વાકયમાં મોહનલાલ કર્તા ને ચોપડી કર્મ છે તે બીજા વાકયમાં મોહનલાલથી એ કારણ થયું, ને ચોપડી કર્તા થઈ શકયભેદવાળા ક્રિયાપદને કર્મ હોતું નથી.

હવે અકર્મક ક્રિયાપદ મૂળભેદમાં હોય તે શકયભેદમાં આવે તો મૂળભેદવાળા ક્રિયાપદનો કર્તા કારણ રૂપે થાયછે, અને ક્રિયાપદનો ભાવ તે કર્તા ગણાયછે. જેમ-ઠાકોર "આવ્યો" એ મૂળભેદ, ને ઠાકોરથી "અવાયું" એ શકયભેદ; અહિંઆં પહેલા વાકયમાં ઠાકોર કર્તા છે ને બીજા વાકયમાં કારણ થયું, અને અવાયું એનો ભાવ કર્તા સમજવો.

આ પાઠમાં ક્રિયાપદના પ્રયોગ તથા ભેદ વિષે કહેવામાં આવ્યું, હવેના પાઠમાં ક્રિયાપદના કાળ વિષે કહેવામાં આવશે.

# याद दास्तने वास्ते प्रश्न. (१२).

ક્રિયાપદને પ્રયોગ એટલે શું? ૨ પ્રયોગ કેટલા છે ને તે કયા કયા? ૩ કર્તરી પ્રયોગ કયારે થાયછે ને તેના દાખલા આપો? ૪ કર્મણી પ્રયોગ કયારે થાયછે અને તેના દાખલા આપો? ૫ ભાવે પ્રયોગ કોને કહેછે અને તેના દાખલા આપો? ૬ ભાવે પ્રયોગ કયારે થાય છે? ૭ ભાવે પ્રયોગમાં કર્તા ક્રિયાનાથ થાય કે નહી? ૮ કેટલાક ભાવે પ્રયોગવાળા ધણા ક્રિયાપદને કર્તા કર્મ હોતું નથી ત્યારે તે વખતે તેનો ક્રિયાનાથ કોણ હોયછે? ૯ કર્તરી પ્રયોગમાં કર્તા કઈ વિભક્તિમાં આવે છે? ૧૦ કર્મણી પ્રયોગ ને ભાવે પ્રયોગમાં કર્તા કઈ વિભક્તિમાં આવેછે? ૧૧ ભાવે પ્રયોગમાંનું ક્રિયાપદ હંમેશાં કઇ જાતી ને કયા વચનમાં આવેછે? ૧૨ મારે, હમારે, તારે, તમારે એ સર્વનામોને ખરી કઈ વિભક્તિ લાગેલી છે? ૧૩ ક્રિયાપદને શું શું લાગેછે? ૧૪ ક્રિયાપદનો ભેદ એટલે શું? ૧૫ ભેદ કેટલા છે ને તે કયા કયા? ૧૬ મૂળભેદ કયો અને તેના દાખલા આપો? ૧૭ શકયભેદ કયો અને તેના દાખલા આપો? ૧૮ જે ક્રિયાપદ મૂળભેદમાં હોય તેનું શકયભેદ શી રીતે થાય? ૧૯ ધણાએક મૂળભેદવાળા ક્રિયાપદના દાખલા બોલો, અને તેનું શકયભેદ કરી બતાવો? ૨૦ મૂળભેદવાળા ક્રિયાપદના પેહેલા અક્ષરમાં કાનો હોય તો તેનું શકયભેદ કેમ બને? ૨૧ મૂળભેદવાળા ક્રિયાપદના પેહેલા અક્ષરમાં કાનો હોય એવા કેટલાક દાખલા બોલો? ૨૨ સકર્મક ક્રિયાપદ મૂળભેદમાં હોય તે શકયભેદમાં આવે ત્યારે કર્તા કર્મમાં શું ફેર-

ફેરફાર થાય છે? ૨૩ શક્યભેદવાળા ક્રિયાપદમાં કર્મ શી રીતે જ-ણાઈ આવેછે? ૨૪ અકર્મક ક્રિયાપદ મૂળભેદમાં હોય તે શક્ય-ભેદમાં આવે છે ત્યારે કર્તામાં શું ફેર પડેછે, ને નવો કર્તા કયો થાય છે? ૨૫ નીચેના ક્રિયાપદો શક્યભેદમાં છે કે મૂળભેદમાં તે પારખી કાહાડો?

ખવાવું, જમાઈ, જમાડ્યું, ઠોકાતો, દોરાવાઈ, પકડાઉં, પડાવશે, ફસાવ્યો, ફસાયછે, બાંધવું, બોલું, ભણાવાતે, મરા-ઓછો, મારજે, મંડાત, રહેલો છે, લખાજો, લખાવી, લાગ્યું છે, વંચાશે, શકવું, શકાય, હતું, હલાવ, હવો, હોતું.

## ક્રિયાપદના કાળ વિષે.

કાળ એટલે વખત. મુખ્ય કાળ ત્રણ છે,—વર્તમાન કાળ, ભૂત કાળ, ને ભવિષ્ય કાળ.

ચાલતો જે વખત તે, અથવા જે શબ્દથી એવું માલમ પડે કે હજુ તે ચાલે છે તો તે વર્તમાન કાળ; જેમ—આવે છે, ખાઉં છઉં, લખો છો. ગયો જે વખત તે, અથવા જે શબ્દ-થી એવું માલમ પડે કે એ વાત બની ચૂકી તો તે ભૂતકાળ; જેમ—ખાધું, ઠોક્યો, દોડ્યો, નાઠી, લખ્યું, રોક્યું. આવતો જે વખત અથવા જે શબ્દથી એવું માલમ પડે કે હજુ એ કામ બનવાનું છે તો તે ભવિષ્ય કાળ; જેમ—કરશે, ખાશો, જમજે, લખજો, લખાવશું વગેરે.

વર્તમાન કાળ ત્રણ પ્રકારના છે—વર્તમાન, અનિશ્ચિત

વર્તમાન, ને વિધિ વર્તમાન.

ભૂતકાળ ત્રણ પ્રકારના છે—ભૂત, અનિયમિત ભૂત, ને સંકેત ભૂત.

ભવિષ્ય કાળ ફક્ત એકજ પ્રકારનો છે-(ભવિષ્ય કાળ).

જે ક્રિયાપદને છેડે ઘણું કરીને ય, છ, છું, છઉં, છીએ, છે, છો, એવી નિશાની આવેછે તે વર્તમાન કાળ જાણવો. જેમ—ખાઉંય, ચડુંછ, જાઉંછું, નાસુંછઉં, મારીએ છીએ, લખેછે, સાહુછો.

જે ક્રિયાપદ બરાબર નિયમવાળો એટલે મુકરર નહીં ને જે જરા બોલવામાં અધુરો આવે તે અનિયમિત વર્તમાન કાળ. એ કાળ પારખવાની નિશાની જે શબ્દને છેડે "અ-આ-ઈ-એ-ઓ" લાગેછે તે. જેમ—આવ, જા, નાચું, લખે, વાંચો.

વિધિ વર્તમાન કાળ એટલે જે વિધિ અથવા રીત બતાવેછે, તે. જે શબ્દને છેડે વા-વી-વું-વાં-વો આવે તે વિધિ વર્તમાન કાળ. જેમ—ખાવા, ખાવી, ખાવું. ખાવાં, ખાવો; જમવા, જમવી, જમવું, જમવાં, જમવો.

ઘણીખરે ઠેકાણે જે શબ્દને છેડે વા, વી, વું, વાં, વો, આવે.તે વિધિ વર્તમાન કાળ સમજવો, પણ કોઈક ઠેકાણે તેમ થતું નથી. જેમ—ખાવી, લખાવી, જમાવો, લખાવો; અહિંઆં ખાવી, લખાવી એ શબ્દો ભૂત કાળ છે; ને જમાવો, લખાવો એ શબ્દો અનિયમિત વર્તમાન કાળ છે. માટે એવે ઠેકાણે ઘણા જે જે કાળમાં હોય તે વિચારીને ઝટ પારખી કહાડવું

જે ક્રિયાપદ બરાબર નિયમવાળો એટલે મુકરર નહીં તે અનિયમીત ભૂતકાળ. અનિયમિત ભૂતકાળના ક્રિયાપદને છેડે તા, તી, તું, તો, તાં એવી નિશાની હંમેશાં આવે છે. જેમ— આવતા, જતી, નાહાતું, લખતો, વાંચતાં.

જે ક્રિયાપદથી જરા (સંકેત) શક જેવું માલમ પડે, અને જેને છેડે "ત-તે" આવે તે સંકેત ભૂત કાળ. જેમ—આવત, ખાત, દોડતે, રમતે.

જે ક્રિયાપદને છેડે ઘણું કરીને "શ, શું, શે, શો, જે, જો" આવે તે ભવિષ્ય કાળ; એટલે ભવિષ્ય કાળની નિશાની શ, શું, શે, શો, જે, જો છે. જેમ—આવીશ, ખાશું, જશે, ધશો, ધરજે, નાસજો.

જે ક્રિયાપદના ધાતુને છેડે "સ" છે તે શબ્દ, અથવા તેવા શબ્દને છેડે ઓ, ધ, ઉ, લગાડીએ ને જે શબ્દો થાય છે તે બધા ભવિષ્ય કાળમાં ગણાતા નથી; પણ જ્યારે બીજા નવાંજ શે, શું, શો, ઉમેરીએ તો ભવિષ્ય કાળ થાયછે. જેમ— નાસ ને બેસ ધાતુ એના ઉપરથી નાસ, નાસું, નાસે, નાસો; બેસ, બેસું, બેસે, બેસો એ બધા ભવિષ્ય કાળ નથી પણ અ, નિયમિત વર્તમાન કાળ છે; પણ જો નાસ ને બેસ એ ધાતુના રૂપને ભવિષ્ય કાળમાં લાવીએ તો નાસીશ, નાસશું, નાસશે, નાસશો; બેસીશ, બેસશું, બેસશે, બેસશો થાયછે.

ક્રિયાપદને પહેલો, બીજો, ને ત્રીજો એવા ત્રણ પુરૂષ હોય છે; નર, નારી, ને નાન્યતર એવી ત્રણ જાતી લાગેછે; ને એક

વચન, ને બહુવચન એવાં બે વચન લાગે છે. એ પુરૂષ, જાતી, ને વચન વિષે આગળ વાત આવી ગઈ છે.

ક્રિયાપદને જાતી લાગેછે તેમાં જે ક્રિયાપદ ભૂત કાળ, અનિયમિત ભૂતકાળ, ને વિધિ વર્તમાન કાળમાં હોયછે તેની જાતી ઝટ પરખાઈ આવેછે. જેમ—નાઠી, નાઠું, નાઠો, નાઠાં એ ભૂત કાળમા ત્રણે જાતીમાં છે; લખતી, લખતું, લખતો, લખતાં એ અનિયમિત ભૂત કાળમાં ત્રણે જાતામાં છે; ને મારવી, મારવું, મારવો, મારવાં એ વિધિ વર્તમાન કાળમા ત્રણે જાતીમાં આવેલાછે.

કોઈ ક્રિયાપદનું વ્યાકરણ કરતી વખતે પેહેલાં તે ક્રિયાપદનો પ્રકાર એટલે તે સકર્મક છે કે અકર્મક તે બોલવું; પછી ફક્ત ક્રિયાપદ એટલું બોલવું; પછી ત્રીજો ધાતુ; ચોથો ભેદ; પાંચમો કાળ; છઠો પુરૂષ; સાતમી જાતી; આઠમું વચન કેહેવું.

ક્રિયાપદનું બધું પદચ્છેદ કરી રહ્યા પછી છેલ્લે કર્તા ને કર્મ એ બે બોલવાં જોઈએ. તેમજ ત્યાર પછી જે ક્રિયાપદનું પદચ્છેદ કીધું હોય તેનું નામ દેવું; ત્યાર પછી પાછો ક્રિયાપદનો કયો પ્રકાર, ને કયો પ્રયોગ છે એટલાં વાનાં છેલ્લાં બોલવા જોઈએ.

આ પાઠમાં ક્રિયાપદના કાળ વિષે સારી પેઠે સમજાવ્યું, હવેના પાઠમાં ક્રિયાપદના કર્તા કર્મ વિષે કેહેવામાં આવશે.

---

## याद दास्तने वास्ते प्रश्न. ( १२ ).

કાળ એટલે શું? ર મુખ્ય કાળ કેટલા છે ને તે કયા ક

માટે ૩ વર્તમાન કાળ કયો અને તેના દાખલા આપો? ૪ ભૂત કાળ કયો અને તેના દાખલા આપો? ૫ ભવિષ્ય કાળ કયો અને તેના દાખલા આપો? ૬ વર્તમાન કાળ કેટલા પ્રકારના છે ને તે કયા કયા? ૭ ભૂત કાળ કેટલા પ્રકારના છે ને તે કયા કયા? ૮ ભવિષ્ય કાળ કેટલા પ્રકારના છે ને તે કયા કયા? ૯ વર્તમાન કાળ પારખવાની નિશાની શું છે? ૧૦ અનિયમિત વર્તમાન કાળ એટલે શું? ૧૧ અનિયમિત વર્તમાન કાળ કેમ જણાઇ આવેછે? ૧૨ વિધિ વર્તમાન કાળ એટલે શું? ૧૩ વિધિ વર્તમાન કાળ કઇ નિશાની ઉપરથી જણાઇ આવેછે? ૧૪ જે ક્રિયાપદને છેડે વા-વી-વું-વાં-વો આવે તે હમેશાં વિધિ વર્તમાન કાળ સમજવો કે? ૧૫ જે ક્રિયાપદને છેડે વા-વી-વું-વાં-વો આવે તો પણ તે વિધિ વર્તમાન કાળ થતો નથી એવા કોઇ કોઇ દાખલા આપો? ૧૬ અનિયમિત ભૂત કાળ એટલે શું? ૧૭ અનિયમિત ભૂત કાળ પારખવાની નિશાની શું છે? ૧૮ સંકેત ભૂત કાળ એટલે શું, અને તે ઝટ કેમ પરખાઇ આવે છે? ૧૯ ભવિષ્ય કાળ પારખવાની નિશાની શું છે? ૨૦ જે ક્રિયાપદને છેડે શ, શે, શો, શું, આવેછે છતાં કોઇ વખત તે ભવિષ્ય કાળ થતો નથી એવા ક્રિયાપદ તે કયા કયા? ૨૧ ખા ધાતુ એને મૂળ લિંગમાં વર્તમાન, અનિયમિત વર્તમાન, વિધિ વર્તમાન, ભૂત, અનિયમિત ભૂત, સંકેત ભૂત, ને ભવિષ્ય એ સાતે પ્રકાર કાળના લગાડો? ૨૨ માર ધાતુને શક્ય લિંગમાં કાળના સાતે પ્રકાર લગાડો? ૨૩ ક્રિયાપદને પુરૂષ કેટલા હોયછે, ને તેની વચન કયા કયા લાગેછે? ૨૪ પુ-

રૂપ, જાતી, ને વચન વિષે આગળ વાત શું શું આવી ગઈ છે? ૨૫ કયા કાળના ક્રિયાપદની જાતી ઝટ જણાઈ આવે છે? ૨૬ કોઈ ક્રિયાપદનું પદચ્છેદ કરતી વખતે પહેલેથી છેલ્લે સુધી અનુક્રમે શું શું બોલવું જોઈએ? ૨૭ ક્રિયાપદનું બધું વ્યાકરણ થઈ રહે ત્યાર પછી વાક્યમાં શું શું બતાવવું જોઈએ?

---

## क्रियापदना कर्त्ता कर्म विषे.

આગલો પાઠ કાળ વિષેનો ગયો, હવે આ પાઠમાં ક્રિયાપદના કર્તા કર્મ વિષે વાત ચલાવીએ.

કર્તા એટલે ક્રિયાપદમાં ક્રિયાનો કરનાર, ને કર્મ એટલે કર્તાની કૃતિ એટલે ક્રિયાપદમાં કર્તા જે કંઈ પોતાની ક્રિયા અથવા કામ કરેછે તે.

વાક્યમાં ઘણેખરે ઠેકાણે પહેલું કર્તા, પછી કર્મ, ને છેલ્લે ક્રિયાપદ આવેછે.

હંમેશાં કર્તા પહેલી ને ત્રીજી વિભક્તિમાં, ને કર્મ પહેલી ને બીજી વિભક્તિમાં આવે છે.

કર્તા જો પહેલી વિભક્તિમાં હોય તો કર્તાની જાતી વચન ક્રિયાપદને લાગેછે. જેમ—રામલો દાડમ ખાતો હતો. તેમજ કર્તા જો ત્રીજી વિભક્તિમાં હોય તો કર્મની જાતી વચન ક્રિયાપદને લાગેછે. જેમ—નગીને ભૂખડાં સોવાડ્યાં.

કર્તાની જાતી વચન જ્યારે ક્રિયાપદને લાગેછે અથવા જ્યારે ક્રિયાનાયક કર્તા હોય છે, ત્યારે કર્તા જે પુરૂષમાં હોયછે તેજ

પુરૂષ ક્રિયાપદને લાગેછે. જેમ—હમો આવીશું, એમાં આવીશું એ પહેલો પુરૂષ; તમે બહુ દોડ્યા, એમા દોડ્યા એ બીજો પુરૂષ.

કર્મની જાતી વચન જ્યારે ક્રિયાપદને લાગેછે અથવા જ્યારે ક્રિયાનાચલ કર્મ હોય છે, ત્યારે કર્મ જે પુરૂષમાં હોય છે તેજ પુરૂષ ક્રિયાપદને લાગેછે. જેમ—હમે કેરી ખાધી, એમાં ખાધી એ ત્રીજો પુરૂષ; તમે વાઘ માર્યો, એમાં માર્યો એ ત્રીજો પુરૂષ.

કોઈ વખત કર્તા એક વચનમાં છતાં તેને માન આપવા સારૂં બહુ વચનમાં વાપરવાની રીત છે, ત્યારે તે વખતે તેનું ક્રિયાપદ પણ બહુ વચનમાં વપરાય છે જેમ—બાપ જમ્યા, મેહેતાજી આવ્યા, શેઠ સીધાવ્યા.

કર્મ છે તે કેટલાક ક્રિયાપદમાં બે આવેછે. જેમ—મહારાજ વાણીઆને લાડુ જમાડેછે; નગીને છોકરીને બદામ આપી. અહિંયાં લાડુ, બદામ એ પેહેલું ખરૂં કર્મ; અને વાણીઆને, છોકરીને એ બીજું કર્મ છે.

વખતે કોઈ વાક્યમાં ક્રિયાપદ સકર્મક હોયછે પણ ત્યાં કર્મ હાજર હોતું નથી અને ત્યાં કર્મ તો હોવુંજ જોઈએ એમ માલમ પડે, તો કર્મ તે જગોએ અધ્યાહાર[1] સમજીને મૂકવું; જેમ—તે માણસ વાંચશે, ઘેલાએ આવીને લખ્યું; અહિંયાં "વાંચશે તથા લખ્યું" એનું બધું પદચ્છેદ કરી રહ્યા પછી આમ બોલવું કે (માણસ કર્તા, વાંચવાનું કર્મ, વાંચશે ક્રિયાપદ; તેમજ

1 અધ્યાહાર એટલે ખુલ્લું બતાવેલું નહીં, પણ તે મનમાં સમજીને મોહોડેથી કહેલું તે.

બેસો કર્તા, લખવાનું કર્મ, લખ્યું (ક્રિયાપદ) એ પ્રમાણે બોલવું કેમકે કર્મ જે વાંચવાનું, લખવાનું તે આ જગોએ અદયાહાર છે.

જ્યારે કોઈ ક્રિયાપદમાં ક્રિયાનાથજ કર્મ હોયછે ત્યારે તે ક્રિયાનાથ હંમેશાં પેહેલી વિભક્તિમાં આવેછે. જેમ-તમે દુધપાક ખાધો, તેણે લાત મારી.

છેલ્લુ કર્તા કર્મ વિષે સારી પેઠે સમજાવ્યુ તેથી આ પાઠ ક્રિયાપદ વિષેનો પુરો થયો, માટે હવેનો પાઠ અવ્યય વિષેનો આવશે.

## याद दास्तने वास्ते प्रश्न. (१४).

ક્રિયાપદનો કર્તા એટલે શું? ૨ કર્મ એટલે શું તે બોલો? ૩ વાક્યમાં પેહેલું કર્તા આવેછે કે કર્મ? ૪ કર્તા કર્મ પછી વાક્યમાં છેલ્લે શું આવેછે? ૫ હંમેશાં કર્તા કઈ વિભક્તિમાં આવે છે, ને કર્મ કઈ વિભક્તિમાં આવેછે? ૬ કર્તાની જાતી વચન ક્રિયાપદને ક્યાર લાગે છે? ૭ કર્મની જાતી વચન ક્રિયાપદને ક્યારે લાગેછે? ૮ જ્યાર ક્રિયાનાથ કર્તા હોયછે ત્યારે ક્રિયાપદને કયો પુરૂષ લાગેછે? ૯ જ્યારે ક્રિયાનાથ કર્મ હોયછે ત્યારે ક્રિયાપદને કયો પુરૂષ લાગેછે? ૧૦ કર્તા એક વચનમાં છતાં કોઈ વખત તે બહુ વચનમાં વપરાય કે નહીં, અને વપરાય તો ક્યારે? ૧૧ જ્યારે કર્તા એક વચનમાં છતાં તે બહુ વચનમાં વપરાય, ત્યારે તેનું ક્રિયાપદ કયા વચનમાં આવે? ૧૨ બધા વાક્યમાં એકજ કર્મ આવેછે શું? ૧૩ જેમાં બે કર્મ આવે એવા બે ત્રણ વાક્યો બોલો? ૧૪ વખતે કોઈ વાક્યમા ક્રિયાપદ સકર્મક હોય-

પછે પણ ત્યાં કર્મ હાજર હોતું નથી, ત્યારે તે જગોએ ક્રિ-યાપદનું બધું પદચ્છેદ કરી રહયા પછી કર્તા કર્મ કરતી વખતે કર્મ વિષે શું બોલવું? ૧૫ જ્યારે કોઇ ક્રિયાપદમાં ક્રિયાનાથને કર્મ હોય છે ત્યારે તે ક્રિયાનાથ કઇ વિભક્તિમાં આવેછે? ૧૬ નીચેના વાકયોમાં ક્રિયાપદ કઇ જાતી, વચન, પુરૂષ, ને કાળમાં છે તે બોલો?

"તમારો આ વીચાર તો મને બહુ ગમ્યો નાનો તો આપણને છોકરા બરાબર છે. બંનો છોકરા ખાશે, પીશે, ને ચેન કરેશે. ભાઇ સાહેબ હવે તમે આવો ને ઉતાવળ કરો ને આપણા શેઠને તેડાવો, અથવા તેડવા સારૂ એક માણસ મોક-લાય તેમ કરો."

૧૭ નીચેનાં વાકયો અશુદ્ધ છે તેને શુદ્ધ કરો?

ઇશ્વર દુનિઆં સરજી છું. ગંગાનું પાણી અગ્નિ તરફેણ વેહતી જાયછે. ઘણો વખત માંદું માણસ સારો થાય. વર રાજા ધીસમાં સારો દેખાતાતા. ઘણું ઓસડ કરે તો ગુણ લાગ્યો. ઇશ્વર ઉપકાર માન્યો જોઇએ કે માણસને તેણે ઘણું કામની વ-સ્તુ બનાવી છે. આવતી અગીઆરસે જાગણ થયું. બાઇ રાતે ખાત જગશે. એણ ડાંગર તે સારો પાકયો.

---

## અવ્યય વિષે.

અવ્યય એટલે જે શબ્દના રૂપમાં કંઇ ફેરફાર ન થતાં તે પોતાને રૂપ હંમેશા રેહેછે તે. જેમ—અથવા, અને, જે,

તથા. નહીં, પણ, પાસે, સાથે, હળવે, હા વગેરે.

નામ સર્વનામ વગેરેની સાથે અને વાક્યો જોડવામાં જે શબ્દ જ્યાંયે ત્યાંયે આવે, અને તે બીજા વર્ગોમાં ગણાતા નહીં હોય તો તેને અવ્યય સમજવા. જેમકે—જમનાની સાથે હું તો આવત, પણ એક કારણને લીધે તેમ બન્યું નહીં. આ વાક્યમાં સાથે, તો, પણ, લીધે, તેમ એટલા શબ્દો અવ્યય છે.

અવ્યયના મોટા પ્રકાર ચાર કીધા છે. ઉભયાન્વયી, કેવળ પ્રયોગી, શબ્દ યોગી ને ક્રિયા વિશેષણ

ઉભય એટલે બે, ને અન્વયી એટલે જોડનાર; બે શબ્દ કે વાક્યને જોડનાર તેને ઉભયાન્વયી અવ્યય કહેછે. ઉભયાન્વયીને કેટલાક વાક્યયોગી કહેછે તે ખરૂં છે, કેમકે તે હંમેશાં વાક્ય તથા શબ્દને જોડેછે જેમ—ખુરસી ને ટેબલ; જાજમ તથા તકીઆ; કાશી, છોટુ, અને મગન મળી આવ્યા.

અગર, અગર જો, અથવા, અથવાતો, અને, ઇઆ, ઇઆને, ઉરફે, એટલે, ઔર, કદાચ, કદાપી, કદાસ, કદી, કયા, કયુ, કાં, કાંકે, કાંજે, કાંય, કાંયજે, કારણકે, કીંવા, કે, કેમકે, કેમજે, જત જે, જો, તથા, તથાપિ, તદાપિ, તો, તોએ, તોએ પણ, તોપણ, તો ની, દીગર, નજે, નહીં તો, નીકર, ને, પણ, પરંતુ, બલકે, મગર, મગર જો, માટે, રખે, રખેને, લેકીન, વરી, વળી, વા, વાસ્તે, શીદને, શાથીજે, સામી, સામું, સામા, સામો, એ બધા ઉભયાન્વયી અવ્યયના દાખલા છે.

જ્યારે કોઈ ઉભયાન્વયી અવ્યય કોઈ વખત શબ્દની

સાથે આવે છે ત્યારે તે શબ્દયોગી અવ્યયમાં ગણાયછે. જેમ- તેની સામું જુઓ, ચોપડીને માટે પુઠું, ચોરને વાસ્તે બાકડી: આ વાક્યમાં સામું, માટે, વાસ્તે એ બધા શબ્દયોગી અવ્યય જાણવા.

કેવળ પ્રયોગી અવ્યય એટલે જે બોલ ઓચિંતા જોસ્સાથી છુટા બોલાયછે અને જેથી હરખ, શોક, ગભરાટ, નવાઇ, ધાસ્તી વગેરે સમજાય છે તે.

અધધધ! અફસોસ! અર! અરરરર! અરે! અરે અરે! અરે રામ! અલી! અલ્યા! અહપાઓ! અસ્તુ! અહા! ઊં! ઊંહું! આફ્રીન! આમીન! આહા! એ! એય! એયરે એય! એરે! ઓહો! ઑં! ઑ! ઑહો! કલ્યાણ થાઓ! કાં! કાંય! ખબરદાર! ખરે! ખરેખર! ખનેખાત! ખીસ! ચુપ! ચુપ ચુપ! ચુપ! ચુપ! છટ! છન! છન છન! છી! છી છી! છીટ! જી! જે! જે જે! જો! જો જો! જુવો! ડુમ! ડુમ ડુમ! તથાસ્તુ! તોબા! થુ! થુ થુ! થે થા! ધન ધન! ધિક! ધત! ધૂત! પાઇસા! ફટ! ફુ! બસ! બસ બસ! બાપરે! ભલે! ભલે ભલે! ભવસ્તુ! રામ રામ! રે! વા! વારૂ! વારૂ વારૂ! વાવા! વાહા! વાહારેવા! વાહાવા! વાહાવાજી! વાહાવાજી વાહાવા! વાહાવારે વાહાવા! શાબાસ! શ્રી રામ! સ્વસ્તિ! સાચે! હટ! હડ! હડે! હરી હરી! હાઉ! હાય! હાય હાય! હાયરે હાય! હાશ! હૂ! હેં! હો! હોં! હું! એ બધા કેવળ પ્રયોગી અવ્યયના દાખલા છે.

શબ્દયોગી અવ્યય એટલે જે અવ્યય શબ્દની સાથે

જોડાયલો હોયછે, ને જે ક્રિયાપદ સાથે સંબંધ રાખેછે તે. કેટલાક વ્યાકરણોમાં શબ્દયોગીને નામ યોગી કહેછે, તેનું કારણ પણ એજ કે તે અવ્યય હંમેશાં નામ તથા સર્વનામ વગેરની સાથે આવેછે.

નામ તથા સર્વનામને છેડે ના, ની, ને આવેછે ને ત્યારપછી તેની સાથે જે અવ્યય આવેછે તે ઘણું કરીને શબ્દયોગીજ હોયછે. જેમ—કુંચીને વાસ્તે, ઘરની માંહે, સુનીના કરતાં, ડગલને માટે, તેના વગર, તેની ઉપર. અહિંયાં વાસ્તે, માંહે, કરતાં, માટે, વગર, ઉપર એ બધા શબ્દયોગી અવ્યય છે.

જે શબ્દયોગી અવ્યયની પેહેલાં ઘણોખરો ના
આવે એવા ઘણાએક દાખલા.

ઉપરાંત, કરતાં, પછી, પ્રતિ, પ્રત્યે, પાછી, પાખી, પાખે, બાબત, લગી, લગીણ, વગર, વડે, વતરોગ, વના, વચ્ચે, વિણ, વિના, શિવાય, સંબંધી, સંબંધી, સુધી, સુધ્ધાં, સુધ્ધાંત, સોત, હસ્તક, હસ્તગ.

જે શબ્દયોગી અવ્યયની પેહેલાં ઘણીખરી ની
આવે એવા ઘણાએક દાખલા.

આગાઉ, અગાડી, અડોઅડ, અધવચ, આગળ, આરપાર, આસપાસ, આસેપાસે, ઉપર, ઉપર નીચે, અંદર, કને, બમ, ગોઠે, જોડાજોડ, જોડે, જોડે જોડે, તરફ, દરમ્યાન, નજદીક, નજીક, નીચે, નીચે ઉપર, પછવાડે, પઠે, પડખે, પર, પ્રમાણે, પાછળ, પાર, પાસ, પાસે, પૂઠળ, પૂઠે, પેરે, પેહેલાં, પેઠે,

બાબત, બાબે, બાહાર, બીચ, ભણી, મધ્યે, મહી, મા, મારફતે, માંહી, માંહે, મેળે, રૂબરૂ, રૂબરૂ, લગભગ, લગોલગ, વગાળે, વચમાં, વચ્ચે, વચ્ચોવચ, વતી, વતે, વાંસળ, વાંસે, વેર, સન્મુખ, સમક્ષ, સમીપ, સમેત, સાથે, સોડા સોડ, સોડે, સોડે સોડે, સામણે, સામું, સામાં, સામે, સામો, સંગાતે, હજુર, હરૂબરૂ, હેઠળ, હેઠળ ઉપર, હેઠાં, હેઠે.

જે શબ્દ યોગી અવ્યયની પહેલાં ઘણીખરે ન

આવે એવા થાણાએક દાખલા.

અર્થે, કરીને, કાજે, કારણે, ખાતર, ઠેકાણે, બદલે, માટે, લગતું, લીધે, લેખે, વાસ્તે, વિષે, સારૂ.

જે શબ્દયોગી અવ્યયની પહેલાં ઘણી વખત ના, ની, ને કશું આવતું નથી ને જેની પહેલાં નામ સર્વનામ વિશેષણ ઘણીખરા વિભક્તિ વગર આવેછે તેવા શબ્દયોગી અવ્યયના દાખલા.

કેરી, કેરૂ, કેરો, કેરાં, ઢુંકડા, તણા, તણું, તણો, તણાં, તલગ, દાખલ, દીઠ (માથા દીઠ), નિકટ, ભેર, મોઝાર, રહિત, લગત,. વેર, સર (કાયદા સર), સહિત, સહી (પારસી સહી)

જ્યારે કોઇ શબ્દયોગી અવ્યયની પહેલાં ના, ની, ને નથી આવતા ને તે શબ્દયોગી ક્રિયાપદને મોખરે પહેલોજ આવે તો તે અવ્યય ક્રિયા વિશેષણ અવ્યયમાં ગણાય છે. જેમ— ઉપર જાઓ, પાછળ ફરો, માંહે બેસો, હેઠળ રોહો; અહિંયાં ઉપર, પાછળ, માંહે, હેઠળ એ શબ્દો શબ્દયોગી અવ્યય નહીં પણ ઠેકાણું બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયમાં ગણાયછે

આ પાઠમાં ઉભયાન્વયી, કેવળ પ્રયોગી, ને શબ્દ યોગી એ ત્રણ જાતના અવ્યય વિષે કેહેવામાં આવ્યું, માટે હવેના પાઠમાં જે ચોથો અવ્યય ક્રિયા વિશેષણ બાકી છે તે વિષે કેહેવામાં આવશે.

## याद दास्तने वास्ते प्रश्न. (१५).

અવ્યય એટલે શું? ૨ વાક્ય વાંચતાં અવ્યય શી રીતે જણાઈ આવેછે? ૩ અવ્યયના કેટલાક દાખલા આપો? ૪ અવ્યયના મોટા પ્રકાર કેટલા કીધા છે ને તે કયા કયા? ૫ ઉભયાન્વયી અવ્યય એટલે શું? ૬ ઉભયાન્વયી અવ્યયને બીજું નામ શું કેહે છે? ૭ ઘણા ખરા ઉભયાન્વયી અવ્યયનાં નામ બોલી જાઓ? ૮ જ્યારે કોઈ ઉભયાન્વયી અવ્યય શબ્દની સાથે આવેછે ત્યારે તે કયા અવ્યયમાં ગણાયછે? ૯ ઉભયાન્વયી શબ્દયોગીમાં વપરાય એવા કેટલાક નાના વાક્યો બોલો? ૧૦ કેવળ પ્રયોગી અવ્યય એટલે શું? ૧૧ કેવળ પ્રયોગી અવ્યયથી શું શું માલમ પડી આવે છે? ૧૨ કેવળ પ્રયોગી અવ્યયના સામટાં નામ દઈ જાઓ? ૧૩ શબ્દયોગી અવ્યય એટલે શું? ૧૪ શબ્દ યોગીને બીજું નામ શું કેહે છે? ૧૫ શબ્દ યોગી અવ્યય ઘણું કરીને કેમ પરખાઈ આવેછે? ૧૬ જે શબ્દયોગી અવ્યયની પેહેલાં ના આવે એવા ઘણાએક દાખલા બોલો? ૧૭ જે શબ્દયોગી અવ્યયની પેહેલાં નો આવે એવા ઘણાએક દાખલા બોલો? ૧૮ જે શબ્દ યોગી અવ્યયનો પેહેલાં ને આવે એવા ઘણાએક દાખલા બોલો? ૧૯ જે શબ્દયોગી અવ્યયની

પેહેલાં ઘણી વખત ના-ની-ને આવતું નથી, ને તેની પેહેલાં નામ સર્વનામ વિશેષણ વિભક્તિ વગર વખતે આવે છે એવાં કેટલાકના નામ દ્યો? ૨૦ જ્યારે કોઈ શબ્દયોગી અવ્યયનં પેહેલાં ના-નો-ને કશું આવતું નથી, પણ તે અવ્યયની પછી પાસે ક્રિયાપદ આવેછે ત્યારે તે શબ્દયોગી શામાં ગણાય છે?

---

## क्रिया विशेषण अव्यय विषे.

ક્રિયા વિશેષણ અવ્યય એટલે જે અવ્યય ઠેકાણું, વખત રીત, નકાર, સ્વિકાર, નિશ્ચયપણું વગેરે બતાવતાં છતાં ક્રિયાપદની સાથે રહી તેનો ગુણ બતાવેછે તે. જેમ-આજે, એટલામાં, એમ, અંહીં, તેમ, તંહીં, નહીં, ફરીને, ખરા, હા વગેરે.

ઠેકાણું બતાવનાર, વખત બતાવનાર, રીત બતાવનાર, નકાર બતાવનાર, સ્વિકાર બતાવનાર, નિશ્ચય બતાવનાર, ગતિ બતાવંનાર, અનુક્રમ બતાવનાર, કારણ બતાવનાર, સ્થિતિ બતાવનાર વગેરે ઘણી જાતના ક્રિયા વિશેષણ અવ્યય થાયછે, પણ તેમાંના મુખ્ય વપરાતા પેહેલા ઉપલા છ ભેદ વિષે ખુલાસાથી અત્રે બતાવ્યું છે.

ઠેકાણું બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય એટલે જે અવ્યયથી ઠેકાણું ઈઆ જગ્યા માલમ પડેછે તે. વખત બતાવનાર એટલે જેનાથી વખત માલમ પડેછે તે. રીત બતાવનાર એટલે જેનાથી રીત અથવા તરેહ માલમ પડેછે તે. નકાર બતાવનાર એટલે જેથી નાનોજ જવાબ જણાય તે. સ્વિકાર બતાવનાર

એટલે જેથી હાનોજ જવાબ જણાય તે. નિશ્ચય બતાવનાર એટલે જેનાથી નક્કી પણું માલમ પડેછે તે. નિશ્ચય બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયને નિશ્ચયાર્થક અવ્યય કેહેછે.

ઠેકાણું બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયના ઘણાખરા દાખલા.

અગાડી, અડોઅડ, અંતે, આગળ, આઘા, આણીકોર, આણી ગમ[1], આણી તરફ[2], આણી પાસ[3], આણી બાજુ[4], આણીમેર[5], આથમણે, આ પાસ, આ પાસે, આફા, આમ, ઈદર, ઈફા, ઈંહાં, ઉગમણે, ઊંચે, ઊદર, ઉપર, એમ, ઓરા, અંદર, અહિં, અહિંયાં, અહિંયાં તહિંયાં, અહિં તહિં, ક્યાં, કંઈ, કંઈયાં, કીફા, કીદર, કેણીગમ, કેયે, ચારેગમ, ચોગરદમ, ચોતરફ, ચોપાસ, ચોમેર, છેટે, જ્યાં, જ્યાં જ્યાં, જ્યાં ત્યાં, જંહીં, જંહીંયાં, જંહીં જંહીં, જીફા, જેણી ગમ[6], જોડાજોડ, ઠેઠ, તળે, ત્યાં, ત્યાં આગળ, ત્યાં ત્યાં, તળે, તળીએ, તીફા, તેણીગમ[7], તંહીં, તંહીંયાં, તંહીંઆં આગળ, થડમાં, દૂર, નજદીક, નજીક, નાચવાણે, નીચે, પછવાડે. પડખે, પણે, પંહીં, પંહીંયાં, પાછળ, પાસે, પાંહાં, પૂઠે, પેલી ગમ, બધે, બધે બધ, બાહાર, મધ્યે, મહીં, માંહે, લગોલગ, વચગાળે,

---

૧-૨-૩-૪-૫ જેમ એ પાંચ શબ્દો છે તેમ બધે થઈ શકે. જેમ—કેણી ગમ, કેણી તરફ, કેણી પાસ, કેણી બાજુ, કેણી મેર; જેણી ગમ૬ છે તેમ જેણી તરફ, જેણી પાસ, જેણી બાજુ, જેણી મેર; તેણી ગમ૭ છે તેમ તેણી તરફ, તેણી પાસ, તેણી બાજુ, તેણી મેર. એ પ્રમાણે જગ્યાને લગતા ઘણા શબ્દો છે, તે બધા ઠેકાણા બતાવનાર ક્રિયા વિશેષણ જાણવા.

અમગાં, વચ્ચે, વાંસે, વેગળે, શીદ, સર્વત્ર, સામી, સામું, સામે, સામાં, સોડા સોડ, સંઘે, હેઠલી ગમ, હેઠળ, હેઠે.

વખત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયના ઘણાખરા દાખલા.

અત્યાર ઘડી, અત્યાર પછી, અત્યારમાં, અત્યાર લગી, અત્યારે, અદ્યાપી, અદ્યાપી સુધી, અબ, અબ ઘડી, અબી, અબી સાહેત, અરસામાં, અવલ, અવારે, અસલ, અહરનીશ, આખરે, આગમજ, આગળ, આજ, આજ કાલ, આજ પછી, આજ પર્યંત, આજ રોજ, આજ લગી, આજ સુધી, આજે, આઠેજામ, આંતરે, આદીઅંતે, આંધળે ધુંધળે, આયનદ, આવતી કાલે[1], આવતી પરમદાહાડે[2], આવતા રાતે[3], ઉતાવળે, એકાંતરે, એટલામાં, અંતરે, અંતે, કદી, કદી કદી, કદી મદી, કદી નહીં, કબ, કબુ, કવચિત, કવચિતજ, કવેળા, કયારે, કયાર ઓરા, કયાર સોરા, કાલ, કાલે, કાલે બપારે, કાલે સહવારે, કાલે સાંહાંજે, કેવારે, કોઈ કાળે, કોઈ વાર, કોઈ સમે, ખરે બપારે, ખરે મધ્યાને, ઘડી ઘડી, ઘણી વાર, ચટ, ચડતે પેહોરે, ચોંપે, ચંદ્રાકાળ, ચંદરોજ, છેલ્લી વારે, છેલ્લે, છેલ્લે સરવાળે, છેવટે, જબ, જબ્બી, જયારે, જયારે જયારે, જયારે ત્યારે, જલદી, જલદીથી, જાવલ્લે, જાધુ, જાધુક, જેવારે, જેવારે તેવારે, ઝટ, ઝટપટ, તતકાળ, તતએવ, તતક્ષણ, તબ,

---

આવતી કાલે[1], આવતી પરમ દાહાડે[2], આવતા રાતે[3], એ શબ્દો છે તેમ બીજા પણ બોલાય. જેમ—ગઈ કાલે, ગઈ પરમ દાહાડે, ગઈ રાતે.

ત્યર ફડે, ત્યાર પછી, ત્યારે, તરત, તાકીદે, તાબરતોબ, તુરત, તુરેતા તુરત, તેટલે, તેટલામા, તેવામાં, તેવારે, દર મહિને[1], દરમ્યાન, દર રોજરે[2], દર વરશે[3], દાહાડે, દાહાડે દાહાડે, દિવસે, દિવસે દિવસે, દીન દીન, દીસે, ધોળે દાહાડે[4], નિત્ય, નિત્ય નિત્ય, નિરંતર, નિશ દીન[5], પછી, પછે, પ્રથમ, પ્રભાતે, પરમ, પરમ દાહાડે, પરસુ, પરારે, પરોઢીએ, પલમાં, પલકમાં, પાછળ, પાછળથી, પ્રાચિન કાળે[6], પ્રાતઃ કાળે, પૂર્વે, પહેલે દાહાડે, પેહેલે વેહેલાં, પેહેલાં, પો ફાટતે, પાહોર, ફરી ફરી, ઘડી ગજર, ઘડી ફજર, બપોરે, બામદાદે, બારે માસ, મધ્ય કાળે, મધ્યાન કાળે, મધ્યાને, મધરાતે, મળસકે, મોડા, યથા કાળે, રતોવઈ, રાત દિવસ[7], રોજ, રોજ રોજ, રોજીંદા, લાગટ, લાગ લાગટ, લાગતું, વખત બે વખતે, વખતે, વખતે વખતે, વચગાળે, વરસો વરસ[8], વળતી, વારમવાર, વારે ફરતી, વારે ઘડી, વારે વારે, વાહાણે વાહે, વેહેલું, વેહેલું વેહેલું, સક્કારે, સદા, સદા, સદાકાળ, સદૈવ, સમી સાંજે, સર્વકાળ, સર્વદા, સવેગા, સહવારે, સાંજે, સાયંકાળે, સુર અસુરે, સંધ્યાકાળે, હજી, હજી પણ, હજી લગણ, હજી લગી, હનુ;

---

દર મહિને[1], દર રોજરે[2], દર વરશે[3], છે તેમ હર મહિને, હર રોજ, હર વરસે; ધોળે દાહાડે[4], તેમ ધોળે દિવસે; નિશ દીન[5] તેમ દીન નિશ; પ્રાચિન કાળે[6] તેમ અર્વાચિન કાળે; રાત દિવસ[7] તેમ રાત દાહાડો; વરસો વરસ[8] તેમ મહિને મહિને. એ પ્રમાણે બીજા શબ્દો જેથી વખત જણાય તે બધાને વખત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય સમજવા.

હજુસુધી, હમણું, હમાણાં ને હમણાં, હંમેશ, હંમેશાં, હરગાસ, હરઘડી, હરદમ, હર વખત, હવડાં, હવડાં ને હવડાં, હવે; હવેથી, હવે પછી, હાલ, હાલ ને હાલ, હાલમાં, હાલ રોજ, હોણ, હોણને વરસ, હોણને શાલ.

રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયના ઘણાખરા દાખલા,

આમ, આસ્તે, આસ્તે આસ્તે, એમ, કેમ, ગમે તેમ, જેમ, જેમ જેમ, જેમ તેમ, જેમ ને જેમ, જોર ભેર, જોસ્સા ભેર, તેમ, તેમ તેમ, તેમ ને તેમ, ધામે, ધીમે ધીમે, ધોરંજ-થા, ધીરે, ધીરે ધીરે, ધીમા રહીને, ધીર રહીને, ધીરે શારતે, રફતે રફતે, રેહેતે રેહેતે, હલુસે, હળવે, હળવે હળવે.

નકાર બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યયના ઘણાખરા દાખલા.

કંઈ, ન, નથી, નવ, નહીં, ના, નાજી, નાના, મત, મા.

સ્વિકારાર્થક ક્રિયા વિશેષણ અવ્યયના ઘણાખરા દાખલા.

અલબત્ત, અલબત, ખરૂં, ઠીક, ખાતખુબ, વારૂ, સારૂ, હા હાજી, હા હા, હોવે.

નિશ્ચય બતાવનાર ક્રિયા વિશેષણ એટલે નિશ્ચયાર્થક અવ્યયના ઘણાખરા દાખલા.

અચૂક, ખચિત્ત, ખરી, ખરેખર, ખરેખાત, ખશુસ, આભૂખા, જ, જરૂર, નક્કી, નિરભે, નિશ્ચે, નિશંક, બેધડક, બલાશક, બેશક.

ક્રિયા વિશેષણ અવ્યયના છ પ્રકારના ઘણા ખરા દાખલા ઉપર કહી ગયા, હવે એ છએ પ્રકારમાં ગણાતા નથી એવા કે

કેટલાક ક્રિયા વિશેષણ અવ્યયના દાખલા.

અકસ્માત, અચંબુચ, અચાનક, અણચિંતા, અધ, અધવચ, અમથો, અમસ્તકો, અવશ્યે, આસમાસ, ઇતિ, ઇત્યાદિ, ઇત્યાદિક, એ, એકદમ, એકાએક, એ માટે, એટલા માટે, એ વગર, એ વગરે, એ વગેરે, એ વના, એ વિના, એ શિવાય, ઓચિંતા, અંતરિઆળ, અંતરિક્ષ, ખાચે ખાંચે, ખેર, ગડગડ, ગણ ગણ, ઘણું કરીને, ઘણું ખરૂં, ઘણામાં ઘણું, ઘમ ઘમ, ચકર ચકર, ચપ ચપ, ચમ ચમ, છચોક, છન છન, છમ છમ, જાહાનમથી, જાહેરાત, ટપક ટપક, ઠપક ઠપક, ડગમગ, તડાતડ, તે માટે, થોડામાં થોડું, થોડે થોડે, દડદડ, ધગ ધગ, ધડ ધડ, ધમ ધમ, ધમ ધોકારે, નાહક, ફક્ત, ફગફગ, ફડફડ, ફરી, ફરીથી, ફરીને, ફીર, ખડખડ, ભલા લેનો, બસ, બી, બુદ્ધિ પૂર્વક, બેહુક નાહક, ભગભગ, ભલે, ભાગ્યેજ, ભોગજોગે, માત્ર મુખ્યત્વે, લગભગ, લપક લપક, વગરે, વગેરે, શાને કાજે, શા માટે, શા વાસ્તે, સડસડ, સાણસણ, સદાવરો, સપક સપક, સાક્ષાત, સોવસા, હક નાહક

ઉપલામાંના કેટલાક ક્રિયા વિશેષણ અવ્યય જ્યારે હરખ, નવાઈ, ગભરાટ વગેરેના કારણથી બોલાયછે ત્યારે તે કેવળ પ્રયોગીમાં ગણાયછે. જેમ-ખરખર! ખરેખાત! છન! ધમ! ભલે!

છોકરાઓ શબ્દના જે મુખ્ય પાંચ ભાગ નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ને અવ્યય તે વિષે તમને સારી પેઠે શીખવવામાં આવ્યું, તે ભૂલી જશો નહીં. હવે નામ ઉપરથી વિ-

શષણ કેમ થાય, નામ ઉપરથી ક્રિયાપદ કેમ થાય, તેમજ વિશેષણ ઉપરથી નામ કેમ થાય, ક્રિયાપદ ઉપરથી નામ કેમ થાય વગેરે બાબતના દાખલા સમજાણી છણી તે યાદ રાખજો"

## याद दास्तने वास्ते प्रश्न. (१६).

ક્રિયા વિશેષણ અ૦યય એટલે શું? ૨ ક્રિયા વિશેષણ અ૦યયના કેટલાક દાખલા આપો? ૩ ક્રિયા વિશેષણ અ૦યય કેટલી જાતના થાય છે ને તે કયા કયા? ૪ ઠેકાણું, વખત, રીત, નકાર, સ્વિકાર, અને નિશ્ચય બતાવનારા ક્રિયા વિશેષણ અ૦યય એટલે શું? ૫ નિશ્ચય બતાવનાર ક્રિયા વિશેષણ અ૦યયને શું કેહેછે? ૬ ઠેકાણાં બતાવનાર ક્રિયા વિશેષણ અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૭ વખત બતાવનાર ક્રિયા વિશેષણ અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૮ રીત બતાવનાર ક્રિયા વિશેષણ અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૯ નકાર બતાવનાર ક્રિયા વિશેષણ અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૧૦ સ્વિકારાર્થક ક્રિયા વિશેષણ અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૧૧ નિશ્ચયાર્થક અ૦યયના ઘણાખરા દાખલા આપો? ૧૨ જે ક્રિયા વિશેષણ અ૦યય ઠેકાણું, વખત, રીત, નકાર, સ્વિકાર, અને નિશ્ચય બતાવનાર અ૦યયમાં ગણાતા નથી એવા ઘણાએક નાં નામ દો? ૧૩ કેટલાક ક્રિયા વિશેષણ અ૦યય જ્યારે હરખ, નવાઈ, ગભરાટ વગેરેના કારણથી બોલાયછે ત્યારે તે કયા અ૦યયમાં ગણાય છે? ૧૪ નીચેના વાક્યોમાં અ૦યયો કય

કયા, અને તે બધા કઈ કઈ જાતના છે તે શોધી કાહાડો?

ભલે! ભાઈ તારી અક્કલ તો ખરી. ખરે! તું બહુ હોંશિઆર માણસ. આજ સુધી તેની પાસે પૈસા ઠીક હતા. બાહાર દેશાવર જતો ત્યારે આંતરે આંતરે તે દુકાન ઉઘાડતો. તમે આવતે તો હું દાકત કે ની? હું જળ કેમ ભરૂં રે મારી સન્મુખ રાજારામ ઉભા. આમ આવીને એમ કરો. નારે ભાઈ ના, હાજી હા કરવી નહીં, હોવે અધવચ ફસાવું નહીં.

૧૫ નીચેના વાકયોમાં દર એક શબ્દનું પદચ્છેદ કરો?

કસેનના વાડામાં જેવી ગાય ચેલા ખાવા આવી કે તુરત તેને હાંકી કાહાડવામાં આવી હતી. ૨ ફ્રાન્સમાંથી પાછા હઠયા પછી મુસલમાન લોકે સ્પેનમાં એક મોટું રાજ સ્થાપન કીધું. ૩ યુરોપ ખંડમાંથી નેપોલ્યન ગયો ત્યાર કેડે ફ્રેન્ચની મદદથી સ્પેનનો રાજા પોતાની મરજી મુજબ રાજ કરવા લાગ્યો. ૪ કોઈએ એમ ન જાણવું કે નિશાળેથી ઉઠયા એટલે ભણી ચૂકયા, માણસ જો ચાહે તો જીવે ત્યાં સુધી પોતાનું જ્ઞાન વધારી શકે.

૧૬ નીચેની કવિતામાં નામ શિવાય બધા શબ્દનું પદચ્છેદ કરો?

વરસ બેસતાં બારમી, તારીખ તે સંક્રાંત; જુન પાંચમીએ જઈ મળે, રવિ મૃગશર નહી ભ્રાંત. ૨ સમૃદ્ધિ આવી છતે, કોટી ધનની ફૂળ; મન મોટું નહીં જેહનું, લે તુચ્છ શઠ કંગાળ. ૩ સર્વ શકિત ધરી તેં હરી, તીક્ષણ આખથી જોય; બને વાત

બહુ ખૂણમાં, દીલ ગુફામાં હોય. ૪ વિક્રમ કહે વનિતા સુણો,
મૂળ વિચારો મર્મ; સંદેહ મન શાને કરો, વરણું ખરાને ધર્મ.

# नाम उपरथी विशेषण थयला एवा केटलाक शब्दो.

| નામ. | વિશેષણ. |
|---|---|
| અક્કલ | અક્કલબાજ. |
| અમદાવાદ | અમદાવાદી. |
| અંગ્રેજ | અંગ્રેજી. |
| અહંકાર | અહંકારી. |
| આનંદ | આનંદી. |
| આભાર | આભારી. |
| આરબ | આરબી. |
| આસ્માન | આસ્માની. |
| આળસ | આળસુ. |
| ઇનસાફ | ઇનસાફી. |
| ઇરાન | ઇરાની. |
| ઉદ્યમ | ઉદ્યમી. |
| ઉદ્યોગ | ઉદ્યોગી. |
| ઉપયોગ | ઉપયોગી. |
| કચ્છ | કચ્છી. |
| કપટ | કપટી. |
| કેસર | કેસરીઓ. |
| કાઠિઆવાડ | કાઠિઆવાડી. |
| કાશ્મીર | કાશ્મીરી. |
| કીર્ત્તિ | કીર્ત્તિવંત. |
| કુંવરી | કુંવારી. |
| કોકણ | કુકણી. |
| કોપ | કોપાયમાન. |
| ખાનદેશ | ખાનદેશી. |
| ખાર | ખારીલું. |
| ખુંધ | ખુંધો. |
| ખુરાખ | ખુરાખહાર. |
| ખંડણી | ખંડિઆત. |
| ખંભાત | ખંભાતી. |
| ગર્વ | ગર્વિષ્ટ. |
| ગાયકવાડ | ગાયકવાડી. |
| ગુંચવણ | ગુંચવણીઉ. |

નામ. વિશેષણ.

ગુજરાત—ગુજરાતી.
ઘા—ઘાયલ.
ચરોતર—ચરોતરીઓ.
ચીક—ચીકણું.
ચોન—ચોનાઈ.
જખમ—જખમી.
જંગલ—જંગલી.
જરૂર—જરૂરીઆત.
જાત્રા—જાત્રાળુ, જાત્રાવાળી.
જોર—જોરાવર.
ટાઢ—ટાઢું.
ટેક—ટેકી.
ટોળ—ટોળી.
ઠંડ—ઠંડું.
ડર—ડરામણું.
તરસ—તરસ્યો.
તરેહ—તરેહવાર, તરેહદાર.
તોફાન—તોફાની.
દખાણ—દખણી.
દયા—દયાળુ, દયાવંત.
દરદ—દરદી.
દળદર—દળદરી.

નામ. વિશેષણ.

દુઃખ—દુઃખી.
દેશ—દેશી.
ધન—ધનવાન.
ધર્મ—ધર્મિષ્ટ.
પરાક્રમ—પરાક્રમી.
પરોપકાર—પરોપકારી.
પ્યાર—પ્યારૂં.
પાખંડ—પાખંડી.
પાટણ—પટણી.
પાપ—પાપી.
પુન્ય—પુન્યવંત, પુન્યાત્મા.
પેશવો—પેશવાઈ.
પંજાબ—પંજાબી.
ફાલસા—ફાલસાઈ.
ફિતુર—ફિતુરી.
બળ—બળવાન.
બહાનું—બાહાનાખોર.
બીક—બીકણ.
ભજન—ભજનિક.
ભપ—ભપકાર.
ભરૂચ—ભરૂચી.
ભાગ્ય—ભાગ્યવાન.

| નામ. | વિશેષણ. | નામ. | વિશેષણ. |
|---|---|---|---|
| ભાર—ભારી, ભારે. | | વ્યવહાર—વ્યવહારિક. | |
| ભૂખ—ભૂખ્યો. | | વ્યસન—વ્યસની. | |
| મરદ—મરદાની. | | વિદ્યા—વિદ્યાવાન, વિદ્વાન્. | |
| મલખાર—મલખારી. | | વિષય—વિષયી. | |
| માંગરોળ—માંગરોળા. | | શરમ—શરમાળ. | |
| માયા—માયાળુ. | | શૂર—શૂરો. | |
| મુંબઈ—મુંબઈગરો. | | શોભા—શોભાયમાન, શોભિતો. | |
| મેલ—મેલું, મલિન. | | સદગુણ—સદગુણી. | |
| મેહેનત—મેહેનતુ. | | સદાચરણ—સદાચર્ણી. | |
| રમત—રમતિઆળ. | | સમજ—સમજુ, સમજુક. | |
| રમૂજ—રમૂજી. | | સિંધ—સિંધી. | |
| રસ—રસાળ, રસીક. | | સુખ—સુખી. | |
| રાન—રાની. | | સુરત—સુરતી. | |
| રૂપ—રૂપાળું, રૂપવંતુ. | | સુવાવડ—સુવાવડી. | |
| રેત—રેતાળ. | | સંસાર—સંસારી, સંસારીક. | |
| રેશમ—રેશમી. | | હાર—હારાગળ. | |
| લોક—લોકીક, (લૌકીક). | | હુંફ—હુંફાળું. | |
| વડોદરૂં—વડોદરીઓ. | | હોંસ—હોંસીલુ. | |
| વતન—વતની. | | જ્ઞાન—જ્ઞાની | |

## नाम उपरथी क्रियापद थयला एवा केटलाक शब्दो.

| નામ. | ક્રિયાપદ. |
|---|---|
| અકળામણ—અકળાવું. | |
| અંજન—આંજવું. | |
| આંકણી—આંકવું. | |
| ઉતાર—ઉતારવું. | |
| ઓળખાણ—ઓળખવું. | |
| કસ—કસવું. | |
| કાપ, કાપણી—કાપવું. | |
| કુદકારો—કુદવું. | |
| કેહેવત—કેહેવું. | |
| કેળવણી—કેળવવું. | |
| કોપ—કોપવું. | |
| ખીજ—ખીજવું. | |
| ખોદણી—ખોદવું. | |
| ખોળ—ખોળવું. | |
| ગણતરી—ગણવું. | |
| ગભરાટ—ગભરાવું. | |
| ગુંચવણ—ગુંચવાવું. | |
| ગોઠવણ—ગોઠવવું. | |
| ગંધ—ગંધાવું. | |
| ચડત—ચડવું. | |
| ચમક—ચમકવું. | |

| નામ. | ક્રિયાપદ. |
|---|---|
| ચસક—ચસકવું. | |
| ચાલ—ચાલવું. | |
| ચિત્ર—ચિતરવું. | |
| ચીડ—ચીડવું. | |
| ચૂક—ચૂકવું. | |
| ચોટ—ચોટવું. | |
| ચોર—ચોરવું. | |
| છાપ—છાપવું. | |
| જાણતર—જાણવું. | |
| જનમ—જનમવું. | |
| જપ—જપવું. | |
| જમણ—જમવું. | |
| જાસના—જાસવું. | |
| જાણ—જાણવું. | |
| જીવ—જીવવું. | |
| જંપ—જંપવું. | |
| ઝરણ—ઝરવું. | |
| ઝાપટ—ઝાપટવું. | |
| ઝીલ—ઝીલવું. | |
| ઝોક—ઝોકવું. | |
| ડામ—ડામવું. | |

| નામ. | ક્રિયાપદ. |
|---|---|
| તપાસ | તપાસવું. |
| તાણ | તાણવું. |
| તાપ | તાપવું. |
| તૂટ | તૂટવું. |
| તોલ | તોળવું. |
| થાક | થાકવું. |
| થાપ | થાપવું. |
| થુંક | થુંકવું. |
| દખાણ | દાખવું. |
| દુઃખ | દુઃખવું. |
| દોડ | દોડવું. |
| ધાવણ | ધાવવું. |
| નાચ | નાચવું. |
| નાહાવણ | નાહાવું. |
| નીપજ | નીપજવું. |
| નીગણ્ણુંક | નીગવું. |
| પરઠણ | પરઠવું, પઠવું. |
| પાક | પાકવું. |
| પાથરણ | પાથરવું. |
| પીછાન | પીછાનવું. |
| પીરસાણ | પીરસવું. |
| પહેરણ | પહેરવું. |

| નામ. | ક્રિયાપદ. |
|---|---|
| ફાટ | ફાટવું. |
| ફાડ | ફાડવું. |
| ફુંક | ફુંકવું. |
| ફેરફાર | ફેરવવું. |
| બગાડ | બગાડવું. |
| બનાવટ | બનાવવું |
| બાંધણી | બાંધવું. |
| બાફ | બાફવું. |
| બીક | બીવું. |
| બેઠક | બેસવું. |
| બોલ | બોલવું. |
| ભણતર | ભણવું. |
| ભરત | ભરવું. |
| ભાંગતી | ભાંગવું. |
| ભીખ | ભીખવું. |
| ભૂલ | ભૂલવું. |
| ભેળ | ભેળવું. |
| મરોડ | મરોડવું. |
| માંગણ, માંગણી | માંગવું. |
| માપ | માપવું. |
| માર | મારવું. |
| મેળવણી | મેળવવું. |

નામ. ક્રિયાપદ.
રખડ—રખડવું.
રચના—રચવું.
રમત—રમવું.
રંગ—રંગવું.
રીસ—રીસાવું.
રોપણી—રોપવું.
લખત—લખવું.
લણણી—લણવું.
લંબાણ—લંબાવવું.
લૂટ—લૂટવું.
વખાણ—વખાણવું.
વસ્તી—વસવું.
વળાણ—વળવું.
વળગણ—વળગવું.
વંચક—વાંચવું.
વા—વાવું.

નામ. ક્રિયાપદ.
વાહાડ—વાહાડવું.
વિચાર—વિચારવું.
વિંજણો—વિંજવું.
વેહેંચણ—વેંહેચવું.
શણગાર—શણગારવું.
શરમ—શરમાવું.
શીખ—શીખવું.
શીખવણી—શીખવવું.
શેક—શેકવું.
શોધ—શોધવું.
શોભા—શોભાવવું.
સાંધ—સાંધવું.
સોંપણ—સોંપવું.
સોશ—સોશવું.
હાંક—હાંકવું.
હાર—હારવું.

## विशेषण उपरथी नाम थयला एवा केटलाक शब्दो.

વિશેષણ. નામ.
આતુર—આતુરતા.

વિશેષણ. નામ.
આબાદ—આબાદી.

વિશેષણ. નામ.
ઉદાર-ઉદારતા.
ઊનમરત-ઊનમરતાઈ.
ઊણું-ઊણતા.
કઠણ-કઠણાશ.
કંજૂસ-કંજૂસાઈ.
કમબખત-કમબખતી.
કમી-કમીના.
કુશળ-કુશળતા.
કૃતઘ્ન-કૃતઘ્નતા.
કૃતજ્ઞ-કૃતજ્ઞતા.
ખબરદાર-ખબરદારી.
ખરાબ-ખરાબી.
ખુશ-ખુશી.
ગરમ-ગરમી.
ગરીબ-ગરીબાઈ.
ચતુર-ચતુરાઈ.
જબબર-જબરાઈ.
જાગૃત-જાગૃતિ.
જુવાન-જુવાની.
દશ-દશકો.
દલગીર-દલગીરી.
દુષ્ટ-દુષ્ટતા.

વિશેષણ. નામ.
નરમ-નરમાશ.
નાદાન-નાદાની.
નામદાર-નામદારી.
નામરદ-નામરદાઈ.
નિર્દય-નિર્દયપણું.
નિમકહરામ-નિમકહરામી.
નિમકહલાલ-નિમકહલાલી.
પરતંત્ર-પરતંત્રતા.
પ્રખ્યાત-પ્રખ્યાતિ.
પ્રસિદ્ધ-પ્રસિદ્ધિ.
પુષ્ટ-પુષ્ટી.
બરોબર-બરોબરી.
બાહાદુર-બાહાદુરી.
બીમાર-બીમારી.
બેવકુફ-બેવકુફી.
મગરૂબ-મગરૂબી.
મજબૂત-મજબૂતી.
મુબારક-મુબારકબાદી.
મૂરખ-મૂરખાઈ.
લાલ-લાલાશ.
વિશેષ-વિશેષતા.
સખત-સખતાઈ, સખતી.

| વિશેષણ. નામ. | વિશેષણ નામ. |
|---|---|
| સંકેત-સંકેતી. | સુગમ-સુગમતા. |
| સમાપ્ત-સમાપ્તિ. | સુઘડ-સુઘડતા. |
| સરસ-સરસાઈ. | સુંદર-સુંદરી. |
| સલામત-સલામતી. | સ્વતંત્ર-સ્વતંત્રતા. |
| સવા-સવાઈ. | હયાત-હયાતી. |
| આલસ-આલસાઈ. | હેરાન-હેરાનગતિ. |
| સાવચેત-સાવચેતી. | હોશિઆર-હોશિઆરી. |

## क्रियापद उपरथी नाम थयला एवा केटलाक शब्दो.

| ક્રિયાપદ. નામ. | ક્રિયાપદ. નામ. |
|---|---|
| અવતરવું-અવતાર. | ઘરવું-ઘરામણ. |
| ઉકળવું-ઉકળાટ. | ચકચકવું-ચકચકાટ. |
| ઊંઘવું-ઊંઘરામણી. | ચળકવું-ચળકાટ. |
| ઉમેરવું-ઉમેરો | ચાહવું-ચાહના. |
| ઓકવું-ઓકારી. | ચાળવું-ચાળો. |
| ઓટવું-ઓટામણી. | ચિતરવું-ચિતરામણ. |
| કકલવું-કકલાટ | ચોરવું-ચોરી. |
| કાતરવું-કાતરામણી. | ચૂવું--ચૂવો. |
| ખાવું-ખાવાનું, ખાજ. | છૂંદવું-છૂંદો. |
| ગણવું-ગણિત. | છેતરવું-છેતરામણ. |
| ગાળવું-ગાળામણી. | જાણવું-જ્ઞાન. |
| ઘટાડવું-ઘટાડો. | ટપકવું-ટપકાં, ટીપાં. |
| ઘડવું-ઘડામણું. | ટીપવું-ટીપામણ. |

ક્રિયાપદ. નામ.
ડગવું–ડગાઇ.
ડોકવું–ડોકામણી.
દળવું–દળામણી.
દેખવું–દેખાવ.
નમવું–નમસ્કાર.
નીરખવું–નીરિક્ષા.
પરખવું–પરિક્ષા.
ખડવું–ખડખડાટ
ખોડવું–ખોડામણી.
લખવું–લખાઇ, લખામણી.
લડવું–લડાઇ લડાલડ.

ક્રિયાપદ. નામ
લવવું લવારો.
વઢવું–વઢવાડ, વઢાવડ.
વરસવું–વરસાદ.
વસવું–વાસ; વાસો.
વાવવું–વાવેતર
વેચવું–વેચાણ.
સણસણવું–સણસણાટ.
શીવવું–શીવામણ
સુણવું–સુણામણી.
સુધારવું–સુધારો.
હુધવું–હુધામણ

## क्रियापद उपरथी विशेषण थयला एवा केटलाक शब्दो.

ક્રિયાપદ. વિશેષણ.
ઓળખવું–ઓળખીતો.
કસવું–કસેલો, કસવાળો.
કેળવવું–કેળવાયલો.
ખોડાવું–ખોડો.
ગભરાવું–ગભરાયલો.
ગુંચવાવું–ગુંચવાયલો.
ચકચકવું–ચકચકીત.
ચોરવું–ચોરેલો.
જાણવું–જાણીતો.
ડગવું–ડગારો
ડામવું–ડામેલ.

ક્રિયાપદ. વિશેષણ.
દાખવું–દાખેલ.
પાકવું–પાકું.
પંકવું–પંકાયલો.
ફાટવું–ફાટેલું.
ખોડવું–ખોડો.
ભાગવું–ભાંગેલો.
રંગવું–રંગિત.
ગીસાવું–ગીસાળ.
લંગડાવું–લંગડો.
લડવું–લડવૈયો.
વખાણવું–વખાણેલો.

| ક્રિયાપદ. | વિશેષણ. | ક્રિયાપદ. | વિશેષણ. |
|---|---|---|---|
| વિચારવું | વિચારવંત | સંતોષવું | સંતોષેલો |
| શરમાવું | શરમાળ | હારવું | હારેલો |

## नाम ने विशेषण बंनो थाय एवा केटलाक शब्दो.

| નામ. | વિશેષણ. | નામ. | વિશેષણ. |
|---|---|---|---|
| અમીર | અમીર (કુટુંબ). | પાદશાહી | પાદશાહી (તખ્ત). |
| ઊંઘણશી | ઊંઘણશી (છોકરો) | ફોજદારી | ફોજદારી (કોરટ). |
| ગડીઆ | ગડીઆ (માણસ). | બાદશાહી | બાદશાહી (તખ્ત). |
| ચોર | ચોર (માણસ). | બુઢો | બુઢો (માણસ). |
| છાકટો | છાકટો (માણસ). | ભીખારી | ભીખારી (માણસ). |
| જુઠો | જુઠો (છોકરો). | મુગલાઈ | મુગલાઈ (રાજ). |
| ઠગ | ઠગ (માણસ). | મૂઢ | મૂઢ (માણસ). |
| તપેશરી | તપેશરી (બાવો). | મૂરખો | મૂરખો (છોકરો). |
| દીવાની | દીવાની (કોરટ). | રંક | રંક (માણસ). |
| દેવાળીઆ | દેવાળીઆ (માણસ) | લડવૈયો | લડવૈયો (છોકરો) |
| ધૂતારો | ધૂતારો (માણસ). | વિદ્વાન | વિદ્વાન (માણસ). |
| નુકસાની | નુકસાની (રૂમાલ). | વેપારીઆ | વેપારીઆ (વાણીઆ) |
| નેક | નેક (નામ-રાજ્ય). | શીકારી | શીકારી (કુતરો). |

## नाम उपरथी बीजुं नाम थयलुं पण अर्थ तो एकज एवा केटलाक शब्दो.

| નામ. ( બીજું નામ. ) | નામ. ( બીજું નામ. ) |
|---|---|
| ઊંચકાઈ—ઊંચકામણ. | નુકસાન—નુકસાની. |
| ઘડાઈ—ઘડામણ. | બાળ—બાળક. |
| આહા—આહુના. | મરણ—મૃત્યું. |
| છપાઈ—છપામણી. | મૂરત—મૂર્તિ. |
| જડાઈ—જડામણ. | લખાઈ—લખામણી. |
| જુદાઈ—જુદાપણું. | સાચ—સાચવટ. |
| જોડ—જોડા. | સીવાઇ—સીવામણ. |
| ફળામણ—ફળામણી. | સુગંધ—સુગંધી. |
| ન્યૂન—ન્યૂનતા. | સેજ—સેજપા. |
| નાર—નારી. | સેન—સેન્યા. |

---

## दरेक शब्द साथे तेनां विरुद्ध शब्द.

| | |
|---|---|
| આગળ—હમણાં. | કુદરતી—બનાવટનું. |
| ઊંચ—નીચ. | કૃતજ્ઞ—કૃતઘ્ન. |
| ઉતાવળ—ધીમે. | ખુશબો—બદબો. |
| ઊદય—અસ્ત. | ખુશી—દીલગીરી. |
| ઊદ્યોગી—આળસુ. | જુવાન—ઘરડપણ. |
| ઉપકાર—અપકાર. | ડાહ્યો—ગાંડો. |
| ઓળીઓ—કપટી. | દાતાર—કૃપણ. |
| કલ્પિત—બનેલી. | દાનો—નાદાન. |

કસન ચાર કેરી લાવ્યો. ( ૨ ).

કસન-બીજા પ્રકારનું વિશેષ નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
ચાર-બી૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ નારી૦ પહેલીનું બ૦ વ૦
( કેરી વિશેષ્ય છે ),
કેરી-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું બ૦ વ૦
લાવ્યો-સક૦ ક્રિયા૦ લાવ ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ ક્રિયાનાય કસન કર્તા, કેરી કર્મ, લાવ્યો ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ. ( કસને ચાર કેરી આણી એમ કર્મ ક્રિયાનાય હોય તો કર્મણી પ્રયોગ થાય ).

તમે પૈસા લાવશો કે? ( ૩ ).

તમે-બી૦ પુ૦ સર્વ૦ નર૦ પહેલીનું બ૦ વ૦
પૈસા-પ૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું બ૦ વ૦
લાવશો-સક૦ ક્રિયા૦ લાવ ધાતુ, મૂળ૦ ભવિષ્ય૦ બી૦ પુ૦ નર૦ બ૦ વ૦ તમે ક્રિયાનાય કર્તા, પૈસા કર્મ, લાવશો ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.
કે-ઉભયાન્વયી અવ્યય. ( લાવશો કે નહીં લાવશો એ બેને જોડેછે ).

હમો વડોદરે આવીશું. ( ૪ ).

હમો પ૦ પુ૦ સર્વ૦ સામાન્ય૦ પહેલીનું બ૦ વ૦
વડોદરે-પ૦ પ્ર૦નું વિશેષ નામ, નાન્ય૦ બીજીનું ( પાંચ લીધુંછે તો સાતમીનું ) એ૦ વ૦ ( કેમકે વડોદરામાં જોઇએ ).
આવીશું-અક૦ ક્રિયા૦ આવ ધાતુ, મૂળ૦ ભવિષ્ય૦ પ૦ પુ૦

સોમાન્ય૦ એ૦ વ૦ હમે ક્રિયાનાથ કર્તા, આવીશું ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

તેવણે પોતીકી બીજી ચોપડી લખી. ( ૫ ).

તેવણે—ત્રી૦ પુ૦ સર્વ૦ નર૦ ત્રીજીનું બ૦ વ૦

પોતીકી—ત્રી૦ પુ૦ સર્વ૦ નર૦ છઠીનું બ૦ વ૦

બીજી—પે૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ નારી૦ પહેલીનું એ૦ વ૦ ( ચોપડી વિશેષ્ય છે).

ચોપડી—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

લખી—સક૦ ક્રિયા૦ લખ ધાતુ, મૂ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ તેવણે કર્તા, ક્રિયાનાથ ચોપડી કર્મ, લખી ક્રિયાપદ સક૦ કર્મણી પ્રયોગ.

ચોખા વગર ચાલે નહીં. ( ૬ )

ચોખા—પે૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું બ૦ વ૦

વગર—શબ્દયોગી અવ્યય.

ચાલે—અક૦ ક્રિયા૦ ચાલ ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નાન્ય૦ એ૦ વ૦ ચાલવાનો ભાવ કર્તા, ભાવે પ્રયોગ.

નહીં—નકાર બતાવનાર ક્રિયા૦ વિશે૦ અવ્યય.

તું વિના ચાલતું નથી. ( ૭ )

તું—બી૦ પુ૦ સર્વ૦ નર૦ પહેલીનું એ૦ વ૦

વિના—શબ્દયોગી અવ્યય.

ચાલતું—વર્તમાન કૃદંત.

નથી—અક૦ ક્રિયા૦ છ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નાન્ય૦

એ૦ વ૦ ભાવે પ્રયોગ.

બાપડો મેનાવાળો મેના વેચે છે. ( ૮ ).

બાપડો-પું૦ પ્ર૦નું ગુણ વિશે૦ નર૦ પહેલીનું એ૦ વ૦ (મે-
નાવાળાનો ગુણ બતાવેછે).

મેનાવાળો-સાધિત નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

મેના-બી૦ પ્ર૦ નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

વેચેછે-સક૦ ક્રિયા૦ વેચ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦
એ૦ વ૦ મેનાવાળો કર્તા, મેના કર્મ, વેચે છે ક્રિયા૦
શક૦ કર્તરી પ્રયોગ.

બીજે દાહાડે પો ફાટતાંજ લડાઇ શરૂ થઇ. ( ૯ ).

બીજે-પું૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ નર૦ ત્રીજીનું એ૦ વ૦ (દા-
હાડાનો ગુણ બતાવે છે).

દાહાડે-પું૦ પ્ર૦ સામાન્ય નામ, નર૦ ત્રીજીનું એ૦ વ૦

પો—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

ફાટતાં-વર્તમાન કૃદંત.

જ—નિશ્ચયાર્થક અવ્યય.

લડાઇ-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

શરૂ—વિશેષણ, (થઇનો ગુણ બતાવેછે).

થઇ—અક૦ ક્રિયા૦ થા ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦
એ૦ વ૦ લડાઇ ક્રિયાનાથ કર્તા, થઇ ક્રિયાપદ, અક૦
કર્તરી પ્રયોગ.

બજારમાં ઘણી ખોટ નફાની પડી. ( ૧૦ ).

જાણવામાં—કૃદંત નામ, નાન્ય૦ સાતમીનું એ૦ વ૦

મરણી—પું૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ નારી૦ પહેલીનું બ૦ વ૦ ( એ-
નું વિશેષ્ય એ'ક છે).

ઓટ—પો૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું બ૦ વ૦

ન—નકાર બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.

હોતી—અક૦ ક્રિયા૦ હો ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦
બ૦ વ૦ ઓટ ક્રિયાનાપ કર્તા, હોતી ક્રિયા૦ અક૦ ક-
ર્તરી પ્રયોગ.

પડી—ભૂત કૃદંત, (કેમકે અહૂં તો ન પડી હોતી એમ જોઇએ)

વાંસલે કરીને દારકું કાપાયું. ( ૧૧ ).

વાંસલે—પું૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ ત્રીજીનું એ૦ વ૦

કરીને—શબ્દયોગી અવ્યય.

દારકું—પું૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦

કપાયું—અક૦ ક્રિયા૦ કાપ ધાતુ, શક્ય૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નાન્ય૦
એ૦ વ૦ દારકું ક્રિયાનાપ કર્તા, કપાયું ક્રિયા૦ અક૦ ક-
ર્તરી પ્રયોગ.

પેમલો બીચારો ગુલામગીરી કરીને પેટ ભરે છે. ( ૧૨ ).

પેમલો—પું૦ પ્ર૦નું વિશેષ નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

બીચારો—વિશેષણ, ( એનું વિશેષ્ય પેમલો છે .

ગુલામગીરી—સાધિત નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

કરીને—કૃદંત અવ્યય.

પેટ—પો૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦

ભરેછે-સક૦ ક્રિયા૦ ભર ધાતુ, મુખ્ય૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦
એ૦ વ૦ પમની કર્તા, પેટ કર્મ, ભરેછે ક્રિયા૦ સક૦ ક
ર્તરી પ્રયોગ.

તારૂં પોગળ જણાશે. ( ૧૩ )

તારૂં—બી૦ પુ૦ સર્વ૦ નર૦ છઠીનું એ૦ વ૦
પોગળ-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦
જણાશે—અક૦ ક્રિયા૦ જાણ ધાતુ, શક્ય૦ ભવિષ્ય૦ ત્રી૦ પુ૦
નાન્ય૦ એ૦ વ૦ પોગળ ક્રિયાનાયક કર્તા, જણાશે ક્રિયા૦
અક૦ કર્તરી પ્રયોગ.

ચોર તથા શાહુકાર એકકને કદી બનતું નથી. ( ૧૪ ).

ચોર-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
તથા—ઉભયાન્વયી અ૦યય.
શાહુકાર-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
એકકને-બી૦ પ્ર૦ નું સંખ્યા વિશે૦ નર૦ બીજીનું એ૦ વ૦
કદી—વખત બતાવનાર ક્રિયા વિશે૦ અ૦યય.
બનતું-અક૦ ક્રિયા૦ બન ધાતુ, મૂળ૦ અનિ૦ ભૂત૦ ત્રી૦ પુ૦
નાન્ય૦ એ૦ વ૦ બનવાનો ભાવ કર્તા, ભાવે પ્રયોગ.
નથી—નકાર બતાવનાર ક્રિયા વિશે૦ અ૦યય.

તમારા પેટમાં દુખે છે. ( ૧૫ ).

તમારા—બી૦ પુ૦ સર્વ૦ નર૦ છઠીનું બ૦ વ૦
પેટમાં-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ સાતમીનું એ૦ વ૦
દુખેછે—અક૦ ક્રિ૦ દુખ ધાતુ, મુ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નાન્ય૦

એ૦ વ૦ દુખવાનો ભાવ કર્તા, ભાવે પ્રયોગ. તમારા પે-
ટમાં ગાંઠ દુખે છે એમ હોય તો ગાંઠ કર્તા થાય (પેટમાં
દુખે છે એ ભાવ કર્તૃક ક્રિયાપદ છે)

આજ નાચમાં આવશો કે ની? ( ૧૬ ).

આજ-વખત બતાવનાર ક્રિયા૦ વિશે૦ અવ્યય, (નામ પણ થા-
ય) ત્યારે નારી૦ પહેલીનું એ૦ વ૦

નાચમાં-બી૦ પ્ર૦ નું સામાન્ય નામ, નર૦ સાતમીનું એ૦ વ૦

આવશો-અક૦ ક્રિયા૦ આવ ધાતુ, મૂળ૦ ભવિષ્ય૦ બી૦ પુ૦
નર૦ બ૦ વ૦ આવનાર (તમે અધ્યાહાર છે તે કર્તા,
આવશો ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

કે-ઉભયાન્વયી અવ્યય. (આવશો કે નહીં આવો) એ બેને
જોડે છે.

ની-ક્રિયા વિશેષણ અવ્યય

સાહેબ વાડીમાં પધારો જી, આવું મેહેરબાન સાહેબ. (૧૭).

સાહેબ-બી૦ પ્ર૦ નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
(પણ અહિંયાં માનને વાસ્તે) બ૦ વ૦

વાડીમાં-બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ સાતમીનું એ૦ વ૦

પધારો-અક૦ ક્રિયા૦ પધાર ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ બી૦
પુ૦ નર૦ બ૦ વ૦ સાહેબ (તમે) કર્તા, પધારો ક્રિયા૦
અક૦ કર્તરી પ્રયોગ.

જી—કેવળ પ્રયોગી અવ્યય, (છૂટા બોલાય છે તેથી).

આવું-અક૦ ક્રિયા૦ આવ ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ પ૦ પુ૦

નર૦ એ૦ વ૦ આવનાર ( હું ક્રિયાનાથ ) કર્તા, આવું
ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

મહુરબાન–પી૦ પ્ર૦નું ગુણ વિશે૦ નર૦ પહેલીનું એ૦ વ૦
( સાહેબનો ગુણ બતાવે છે ).

સાહેબ–પી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

ત્રણ વાગતા સુધી હું નહીં મળ્યો. ( ૧૮ )

ત્રણ–પી૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ ( વાગતાનો ગુણ બતાવે છે )

વાગતા–કૃદંત.

સુધી–શબ્દયોગી અવ્યય.

હું–પે૦ પુ૦ સર્વ૦ નર૦ પહેલીનું એ૦ વ૦

નહીં–નકાર બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.

મળ્યો–અક૦ ક્રિયા૦ મળ ધાતુ, મૂળ૦ ભૂત૦ પે૦ પુ૦ નર૦
એ૦ વ૦ હું ક્રિયાનાથ કર્તા, મળ્યો ક્રિયા૦ અક૦ કર્ત-
રી પ્રયોગ.

ગુલાબચંદનો દાવો રજુ થઈને રદ ગયો. ( ૧૯ ).

ગુલાબચંદનો–પી૦ પ્ર૦નું વિશેષ નામ, નર૦ છઠીનું એ૦ વ૦

દાવો–પી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

રજુ–વિશેષણ, ( થઈને નો ગુણ બતાવે છે ).

થઈને–કૃદંત અવ્યય.

રદ–વિશેષણ, ( ગયોનો ગુણ બતાવે છે ).

ગયો–અક૦ ક્રિયા૦ જા ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦
એ૦ વ૦ દાવો ક્રિયાનાથ કર્તા, ગયો ક્રિયા૦ અક૦ કર્તરી

પ્રયોગ.

છોકરાંઓએ લુચ્ચાઈ દાંગાઈ ન કરવી. ( ૨૦ ).

છોકરાંઓએ—પે૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ ત્રીજીનું બ૦ વ૦
લુચ્ચાઈ દાંગાઈ—સમાસ નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦
ન—નકાર બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.
કરવી—સક૦ ક્રિયા૦ કર ધાતુ, મૂળ૦ વિધિ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ છોકરાંઓ કર્તા, લુચ્ચાઈ દાંગાઈ ક્રિયાનાપ કર્મ, કરવી ક્રિયા૦ સક૦ કર્મણી પ્રયોગ.

હુકમનામું પંચથી મિલકત જપ્ત થશે. ( ૨૧ ).

હુકમનામું—પે૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦
પંચથી—કૃદંત.
મિલકત—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦
જપ્ત—વિશેષણ, ( થશેનો ગુણ બતાવે છે ).
થશે—અક૦ ક્રિયા૦ થા ધાતુ, મૂળ૦ ભવિષ્ય૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ મિલકત કર્તા, થશે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

મોતીરામની ત્રિમાસિક રજા મંજૂર થઈ. ( ૨૨ ).

મોતીરામની—બી૦ પ્ર૦નું વિશેષ નામ, નર૦ છઠ્ઠીનું એ૦ વ૦
ત્રિમાસિક—બી૦ પ્ર૦નું સંખ્યા વિશે૦ નારી૦ પહેલીનું એ૦ વ૦ ( રજાનો ગુણ બતાવે છે ).
રજા—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦
મંજૂર—વિશેષણ, ( થઈનો ગુણ બતાવે છે ).

થઈ–અક૦ ક્રિયા૦ થા ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ રજા કર્તા, થઈ ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

કાશી ને જમની પોતાની મેળે ચાલી,
હું એ તેમની વાંસે ચાલ્યો ન. ( ૨૩ ).

કાશી, જમની–ખી૦ પ્ર૦નું નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

ને—ઉભયાન્વયી અ૦યય. ( કાશી ને જમની બેને જોડે છે ).

પોતાની–ત્રી૦ પુ૦ સર્વ૦ નારી૦ છઠીનું ( છુટી ગણીએ તો ). એ૦ વ૦

મેળે—શબ્દયોગી અ૦યય. ( આગળ નો આવી છે ).

ચાલી–અક૦ ક્રિયા૦ ચાલ ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦ બ૦ વ૦ કાશી જમની કર્તા, ચાલી ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

હું—પ૦ પુ૦ સર્વ૦ નર૦ પહેલીનું એ૦ વ૦

એ—ક્રિયા વિશેષણ અ૦યય.

તેમની–ત્રી૦ પુ૦ સ૦ નારી૦ છઠીનું બ૦ વ૦

વાંસે–શબ્દયોગી અ૦યય. ( આગળ નો આવી છે ).

ચાલ્યો-અક૦ ક્રિયા૦ ચાલ ધાતુ, મૂળ૦ ભૂત૦ પ૦ પુ૦ નર૦ એ૦ વ૦ હું ક્રિયાનાપ કર્તા, ચાલ્યો ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

ન—ક્રિયા વિશેષણ અ૦યય.

કીકી તારી જરૂર પડી, માટે ત્યાં જરૂર આવજે. હોં! ( ૨૪ )

કીકી, જરૂર–ખી૦ પ્ર૦નું નામ, નારી૦ પહેલીનું એ૦ વ૦

તારી—બી૦ પુ૦ સર્વ૦ નારી૦ છઠ્ઠીનું એ૦ વ૦

પડી—અક૦ ક્રિયા૦ પડ ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ જરૂર ક્રિયાનો કર્તા, પડી ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

માટે—ઉભયાન્વયી અવ્યય.

ત્યાં—ઠેકાણું બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.

જરૂર—વિશેષણ, ( આવજેનો ગુણ બતાવે છે ).

આવજે—અક૦ ક્રિયા૦ આવ ધાતુ, મૂળ૦ ભવિષ્ય૦ બી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ આવનાર તું ( કીકી ) કર્તા, આવજે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

હો—કેવળ પ્રયોગી અવ્યય. ( છુટો બોલાય છે ).

કોણ રાજાથી એ કામ બનવાનું? (૨૫).

કોણ—બી૦ પ્ર૦નું ગુણ વિશે૦ નર૦ પહેલીનું એ૦ વ૦ ( એનું વિશેષ્ય રાજા છે ). પાનું ૨૭ મું જુઓ.

રાજાથી—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પાંચમીનું એ૦ વ૦

એ—વિશે૦ નાન્ય૦ પહેલીનું એ૦ વ૦ ( કામ વિશેષ્ય છે ).

કામ—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦

બનવાનું—ભવિષ્ય કૃદંત.

ઘંટ વાગત તેથી અવાજ થાત. (૨૬).

ઘંટ, અવાજ—બી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦

વાગત, થાત—એ બંને અક૦ ક્રિયા૦ વાગ ને થા ધાતુ, મૂળ૦ સં૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ વાગતનો કર્તા ઘં-

ઠ, ને થાતનો કર્તા અવાજ, અક૦ કર્તરી પ્રયોગ.

તેજ-વિશેષણ, પાચ્યગીનું એ૦ વ૦

પરિક્ષકો ઉભા એટલામાં તે સઢ્ઢો થયો (૨૭).

પરિક્ષકો-ગી૦ પ્ર૦ નું સામાન્ય નામ, નર૦ પૈહેલીનું બ૦ વ૦

ઉભા એટલે ઉભા રહ્યા, એ અક૦ ક્રિયા૦ ઉભો રહે ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ બ૦ વ૦ પરિક્ષકો કર્તા, ઉભા ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

એટલામાં-વખત બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.

તે—ત્રી૦ પુ૦ સર્વ૦ નર૦ પૈહેલીનું એ૦ વ૦

સઢ્ઢો-વિશેષણ, (થયોનો ગુણ બતાવે છે).

થયો-અક૦ ક્રિ૦ થા ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ તે કર્તા, થયો ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

જાઓ તે ઉભો થાય છે (૨૮)

જાઓ—અક૦ ક્રિયા૦ જા ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ બી૦ પુ૦ નર૦ બ૦ વ૦ જનાર (તમે) કર્તા, જાઓ ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

તે-ત્રી૦ પુ૦ સર્વ૦ નર૦ પૈહેલીનું એ૦ વ૦

ઉભો-વિશેષણ, (થાય છે નો ગુણ બતાવે છે).

થાય છે-અક૦ ક્રિયા૦ થા ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ તે કર્તા, થાય છે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

શીવાજી દેશ જતો હતો (૨૯).

શીવાજી-બી૦ પ્ર૦નું વિશેષ નામ, નર૦ પૈહેલીનું એ૦ વ૦

દશા—સ્ત્રી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
જતો—વર્તમાન કૃદંત. (એ ક્રિયાપદ સાથે આવેલું).
હતો—અક૦ ક્રિયા૦ હો ધાતુ, મૂળ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ શીરાબ્જી કર્તા, અને ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

શાહુદ દાખલ મારાથી બાલુને સાથે જવાતો. (૩૦).

શાહુદ—સ્ત્રી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પહેલીનું એ૦ વ૦
દાખલ—શબ્દયોગી અવ્યય. (દાખલ આગળ ની મૂકાય છે).
મારાથી—પ્ર૦ પુ૦ સર્વ૦ નર૦ પાંચમીનું એ૦ વ૦
બાલુને—સ્ત્રી૦ પ્ર૦નું વિશેષ નામ, નર૦ બીજીનું એ૦ વ૦
સાથે—ક્રિયા વિશેષણ અવ્યય.
જવાતો—અક૦ ક્રિયા૦ જાવ ધાતુ, શક્ય૦ અનિ૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ બાલુને કર્તા, જવાતો ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

હોવે, હુરકીસનનું નામ દાખલ થતે. (૩૧)

હોવે—વિકારાર્થક ક્રિયા વિશે૦ અવ્યય.
હુરકીસનનું—સ્ત્રી૦ પ્ર૦નું વિશેષ નામ, ના૦ છઠ્ઠીનું એ૦ વ૦
નામ—સ્ત્રી૦ પ્ર૦નું સામાન્ય નામ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦
દાખલ—વિશેષણ, (થતેનો ગુણ બતાવે છે)
થતે—અક૦ ક્રિયા૦ થા ધાતુ, મૂળ૦ સંકે૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નાન્ય૦ એ૦ વ૦ નામ કર્તા, થતે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

શીરામાં ફક્ત ઘી ને ગળપણ જોઈએ. (૩૨).

શીરામાં—પુ૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ સાતમીનું એ૦ વ૦

પુ૦ નારી૦ એ૦ વ૦ આપા કર્તા, બોઇએ ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

પાક વાદ હોય તો કેહુ. ( ૩૫ ).

પાક—ગી૦ પ્ર૦નું સામાન્ય નામ, નર૦ પેહેલીનું એ૦ વ૦

વાદ—વિશેષણ, ( હોયનો ગુણ બતાવેછે ).

હોય—અક૦ ક્રિયા૦ હો ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ પાક કર્તા, હોય ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ

તો—ઉભયાન્વયી અ૦યય.

કેહુ—સક૦ ક્રિયા૦ કેહ ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ પ્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ કેહેનાર ( હું ) કર્તા, પાક કર્મ, કેહુ ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.

સારા વાક્યો યાદ રાખવા જોગ છે. ( ૩૬ ).

સારા—પે૦ પ્ર૦નું ગુણ (વિશે) ના—પ૦ પેહેલીનું બ૦ વ૦

વાક્યો—ગી૦ પ્ર૦નું સામાન્ય નામ, ન-પ૦ પેહેલીનું બ૦ વ૦

યાદ રાખવા—કૃદંત નામ.

જોગ—વિશેષણ, ( વાક્યોનો ગુણ બતાવેછે )

છે—અક૦ ક્રિયા૦ છ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ ના-પ૦ બ૦ વ૦ વાક્યો કર્તા, છે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

વાડની સામુ ખેતર જો, બક્ષીનું ઘર સામું થયું. ( ૩૭ ).

વાડ, ખેતર, બક્ષી, ઘર—એ બધાં નામ છે.

સામું—શબ્દયોગી અ૦યય. ( આગળ ની આવી છે ).

જો—સક૦ ક્રિયા૦ જો ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ બી૦ પુ૦ ન૦

૨૦ એ૦ વ૦ જોનાર (પુ) કર્તા, ઉત્તર કર્મ, જો ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.

સારું—વિશેષણ (પડ્યુંનો ગુણ બતાવે છે).

પડ્યું—અક૦ ક્રિયા૦ પડ ધાતુ, ભૂત૦ ભૂત૦ ત્રી૦ પુ૦ નના૦ એ૦ વ૦ ઘર કર્તા, પડ્યું ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ.

ગધેડો બાપડો ભાર વેહે છે, સિદ્ધપોર પાટણ
આગળ સરસ્વતી નદી વેહે છે. (૩૮).

ગધેડો, ભાર, નદી—એ બધાં સામાન્ય નામ છે.

બાપડો—પ૦ પ્ર૦નું ગુણ વિશે૦ નર૦ પેહેલીનું એ૦ વ૦ (ગધેડો વિશેષ્ય છે).

વેહેછે—સક૦ ક્રિયા૦ વેહ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦ એક૦ વ૦ ગધેડો કર્તા, ભાર કર્મ, વેહેછે ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.

સિદ્ધપોર પાટણ—સમાસ નામ, તેમ વિશેષ નામ, નાન્ય૦ પેહેલીનું એ૦ વ૦

આગળ—શબ્દયોગી અવ્યય. (સિદ્ધપોર પાટણની આગળ).

સરસ્વતી—બી૦ પ્ર૦નું વિશેષ નામ, નારી૦ પેહેલીનું એ૦ વ૦

વેહેછે—અક૦ ક્રિયા૦ વેહ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નારી૦ એ૦ વ૦ નદી કર્તા, વેહેછે ક્રિયા૦ અક૦ કર્તરી પ્રયોગ

કવિતા બનાવનારને કવિ, અને સારા અક્ષરના
લખનારને લહીઓ કેહે છે (૩૯).

કવિતા, કવિ, અક્ષર, લહીઓ—એ બધાં સામાન્ય નામ.

કંજૂસ-પ્રી૦ પ્ર૦ ] ગુણ વિશે૦ ( એનું વિશેષ્ય જીવ છે ).
ખણી-વિશેષણ. ( રાખેછેનો ગુણ બતાવેછે )
રાખેછે-સક૦ ક્રિયા૦ રાખ ધાતુ, મૂળ૦ વર્ત૦ ત્રી૦ પુ૦ નર૦ એ૦ વ૦ ગ્નજાવાળો કર્તા, જીવ કર્મ, રાખેછે ક્રિયા૦ સ૦ ક૦ કર્તરી પ્રયોગ.

હવેપછી વાક્યામાં આવેલા અઘરા શબ્દોનુંજ
વ્યાકરણ કરી બતાવ્યું છે.

હુઁ વાંચું, તે વાંચેલું ડિક્ટેશન પછી તમે લખાવો. (૪૨)
વાંચુ—સક૦ ક્રિયા૦ વાંચ ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ પ્ર૦ પુ૦ એ૦ વ૦ હું કર્તા, વાચવાનું કર્મ, વાંચું ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.
તે—વિશેષણ, નાન્ય૦ પહેલીનું એ૦ વ૦ ( વાંચેલું વિશેષ્યછે )
વાંચેલું—કૃદંત વિશે૦ નાન્ય૦ પહેલીનું એ૦ વ૦ ( ડિક્ટેશન વિશેષ્ય છે ).
પછી—વખત બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.
લખાવો-સક૦ ક્રિયા૦ લખાવ ધાતુ, મૂળ૦ અનિ૦ વર્ત૦ બી૦ પુ૦ નર૦ બ૦ વ૦ તમે કર્તા, ડિક્ટેશન કર્મ, લખાવો ક્રિયા૦ સક૦ કર્તરી પ્રયોગ.

આગળ તેનાથી ઠેઠ કતારગામ સુધી ચલાતું. ( ૪૩ ).
આગળ—વખત બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.
ઠેઠ-ઠેકાણું બતાવનાર ક્રિયા વિશે૦ અવ્યય.
ચલાતું—અક૦ ક્રિયા૦ ચાલ ધાતુ, શક્ય૦ અનિ૦ ભૂત૦ ત્રી૦

